પુરૂષોત્તમ ગ્રંથમાળા પુસ્તક બીજું.

# રાષ્ટ્ર ગરબી.

-:પ્રકાશક:-

નવશક્તિ સાહિત્ય મન્દિર,
ગોધરા.

આવૃત્તિ પહેલી.

પ્રત ૧૦૦૦. સં. ૧૯૭૯

ચાર આના.

પ્રકાશકઃ-
ભીખાભાઈ પુરૂષોત્તમ વ્યાસ.
નવશક્તિ સાહિત્ય મન્દિર



સોલ એજન્ટઃ-
સ્વદેશી સાહિત્ય ભંડાર,
આલાહનમાન પાસે
અમદાવાદ.

અમદાવાદ.
શ્રી લક્ષ્મીવિજય પ્રીન્ટીંગ પ્રેસ
(પ્રાચ્ય) રતનપોળ નગરશેઠ
મારકીટમાં દેસાઇ રાયચંદ
છગનલાલે છાપી.

# સમર્પણ.



સ્વરાજ્ય યજ્ઞમાં

આહુતિ

આપી રહેલા

વીર

આત્માઓને!

# મુખ્ય શુદ્ધિ.

| પાનું. | લીટી. | અશુદ્ધ. | શુદ્ધ. |
|---|---|---|---|
| ૧૦ | ૬ | ગ્રહમાંહ, | ગૃહમાંહ્ય, |
| ૧૦ | ૧૮ | ધરજોરે | ધારજોરે |
| ૧૨ | ૬ | કરાવતાં | કરવાંતાં |
| ૧૩ | ૧૪ | હિંદુ દેવી | હિંદદેવી |
| ૨૦ | ૧૭ | કુળમો | કુળમાં |
| ૨૬ | ૧૧ | ઠાડણોરે | ઠાડણોરે |
| ૨૭ | ૪ | જળઠારજો | જણઠારજો |
| ૨૭ | ૧૨ | ઉધાડાતી | ઉધાડાની |
| ૩૨ | ૧૫ | સાધો | સાંધો |
| ૩૨ | ૧૬ | લિન્દને | હિન્દને |
| ૩૬ | ૧૦ | દિલચાં | દિલમાં |
| ૩૮ | ૪ | એવાં | એવા |
| ૩૮ | ૭ | ઝુઝાયા | ઝુઝયા |
| ૪૧ | ૧૮ | ફોડેયા | ફોડયા |
| ૪૩ | ૫ | જલીયાનાનવાલા | જલીયાનવાલા |
| ૪૩ | ૧૯ | વસ્ત્રના, મોહશ્રી | વસ્ત્રના મોહથી |
| ૪૫ | ૧૨ | ધમ | ધર્મ |
| ૪૬ | ૧૭ | શાંત | શાંતિ |
| ૫૩ | ૧૩ | હિંદીઓાને | હિંદીઓને |
| ૬૩ | ૭ | ધાતી | ધાત્રી |



# નિવેદન.

---

સારા દેશનું વાતાવરણ રાષ્ટ્ર ઉન્નતિ માટે પ્રવૃત્તિમય બની રહ્યું હોય, તે સમયે તેમાંથી સ્ત્રીઓ કેમ અળગી રહે? ખરૂં જોતાં તો સ્ત્રી રત્નો તેવા શુભ કાર્યમાં સ્વરાજ્ય યજ્ઞમાં પ્રથમ ભાગ ભજવે છે!

રાષ્ટ્ર ભક્તિમાં શૌર્ય અને પૂજ્ય ભાવ પ્રેરે તેવાં કાવ્યો, સમાજને અજબ ચૈતન્ય અર્પે છે. એથીજ આ નાનકડા કાવ્ય સંગ્રહની પ્રવૃત્તિ ઉપાડી છે તેમાં આવેલાં ગીતો જુદા જુદા પ્રચલિત રાગવાળાં છે, અને જુદા જુદા પ્રસંગોને અનુસરીને લખાયલાં છે. જે નવરાત્રીમાં લગનમાં કે સ્તુતિમાં ઉપયોગી નિવડે અને રાષ્ટ્ર સેવાની યાદી કરાવે.

આ સંગ્રહમાં અમારાથી બનતી ઝીણવટ રાખી છે. મળ્યાં તેટલાં ને તેવાં સારાં કાવ્યો મેળવવા યત્ન કર્યો છે. દરેક કવિતા નીચે તેનાં લેખકનાં નામ આપ્યાં છે. કેટલીકમાં કાવ્યના છેડે લેખકનું નામ આવી જવાથી, જુદું પાડવાની જરૂર જોઇ નથી. વળી કેટલાંકમાં લેખકમાં નામ ન મળી શકવાથી મૂકી શકયા નથી. પુનઃ લેખક હમને નામ મોકલી આપશે તે, અને બીજા બંધુઓ યોગ્ય સુચનાઓ કરશે તે બીજી આવૃત્તિમાં સુધારવા, વધારવા ચૂકીશું નહિ.

આ નાનકડા સંગ્રહની પ્રસ્તાવના રા. અંબાલાલ માણેકલાલ મ્હેતા, જેઓ સાહિત્યમાં 'અંબુજ' ઉપનામથી ગરબીઓ સરસ લખતા, તેમણે લખી અમારા કાર્યમાં ઉત્સાહ આપ્યો છે તેમનો; અને રા. કાન્તીલાલ અમુલખરાય મ્હેતા જેમણે આંતરિક પ્રોત્સાહન આપ્યું છે. તેમનો આભાર માનવાનું કેમ વિસારાય ! અસ્તુ—

માગશર શુક્લ પૂર્ણિમા.
૧૯૫૯

ભિખાભાઈ.



# પુસ્તક પરિચય.

આ રાષ્ટ્ર ગરબા સંગ્રહની પ્રસ્તાવના લખવા પ્રકાશકે મ્હને કહ્યું. પરન્તુ આ ન્હાનકડા પુસ્તકને પ્રસ્તાવના શી ?

ફક્ત એકજ મુખ્ય બાબત આ પુસ્તકમાં આગળ ધરવાનો હેતુ છે. જે મહાપુરૂષે આખા હિન્દને પોતાની પરાધીન અવસ્થાનું સચોટ ભાન કરાવ્યું અને અંગ્રેજી સલ્તનત નીચે નોકરશાહીનો દોર જે તોરથી ચાલે છે તે તોર તોડવાનો સફળ માર્ગ અસહકાર સિવાય બીજો નથી એવું હિન્દી પ્રજાને ખાત્રીપૂર્વક સમજાવ્યું અને હિન્દુ અને મુસ્લીમ ભાઇઓની એકસંપીમાંજ સમગ્ર દેશનું શ્રેય સમાયલું છે એવું દેખાડી આપ્યું તે મહાપુરૂષના તપ અને ભોગ વિષે જેટલાં યશોગાન થાય એટલાં ઓછાં છે. આજે સમગ્ર જગત્‌માં મહાત્મા ગાંધી પોતાના ઉત્તમ ચારિત્રથી શ્રેષ્ઠ પુરૂષ તરીકે પૂજાય છે, પવિત્રતા, નિર્મળ જીવન, સત્યપ્રિયતા, શાન્તિમય રાજકીય હીલચાલ અને આત્મભોગ આપવાની શક્તિના અપૂર્વ પાઠો તેમણે પ્રજાને નિરંતર પઢાવ્યા છે છતાં જેલ નિવાસ સેવવો પડ્યો છે,

રાષ્ટ્રીય ભાવનાને સતેજ કરી અને તેમાં આત્મભોગ આપવાનું બળ ઉમેરી આપણી ઉછરતી બાળાઓના હૃદયમાં એ જ્યોત જવલંત રાખવાના હેતુથી આ પુસ્તકમાં વિવિધ લેખકોની ગરબીઓનો સંગ્રહ કરવામાં આવ્યો છે તે પ્રયત્ન સર્વથા આદરણીયજ હોઇ શકે એમ મારૂં નમ્રપણે માનવું છે.

**અંબાલાલ માણેકલાલ મહેતા.**

# અનુક્રમ.

# જસમાની ગરબી.

---

( રાગ-પૂનમચાંદનીનો સાખી વગર ગાવાનો. )

ગાજે પાટણપુરમાં ગરવો ગુર્જરનો ધણી રે,
સાચો સબળો પેલો સોલંકી સિદ્ધરાજ;
જેની કીર્તિ વ્યાપી રહી છે આ જગમાં ઘણી રે. ૧
તેણે લોકો કાજે વાવ કુવા બંધાવીઆ રે,
મોટાં માન સરોવર, દેવળ, ધામ વિશાળ;
પોષો સર્વ પ્રજાને શત્રુ સર્વ નમાવીઆ રે, ૨
તેણે પાટણ પાસે એક સરોવર આદર્યું રે,
ખોદે ખાડા ત્યાં તો માળવી ઓડ અનેક;
નાંખે ઓડણો માટોડું માથે વહી પણું રે. ૩
પાળે વડને ડાળે ઝુલે બાળક પારણે રે,
માટી વહેતાં જસમા ઝુલાવે નિજ બાળ;
વળતાં મુખડું પેખી જાય કુંવરને વારણે રે ૪
સાદે વેશે ફરતાં રાજાએ પેખી પરી રે,
જાતે રૂપાળી રંગીલી પરમ ચતુર;
પાસે જઈને રાજા કહે છે, સુણ તું સુંદરી રે, ૫
સિદ્ધરાજ-માટી વહેવાને આ કોમળ કાય કરી નથી રે,
પાળે બેસીને તું રીઝવ તારૂં બાળ;
બીજી ઓડણો છો કામ કરે તારી વતી રે ૬

જસમા કહે છે, " રાજા, કાય કસી ખાવું ગમે રે,
મુજને બેસી રહેતાં વાધે અંગે રોગ;
મારા નવરા દહાડા બેઠે નવ નીકે કદી રે." ૭

સિ—જસમા, જંગલમાં વસવાને તું સરજી નથી રે,
મારા નગરતણો તું આવીને જો નોક;
પાટણપુરની શોભા તુજને હું શું કહું કથી રે. ૮

જ.—નગરે અંધારી શેરી ને ઉંચી મેડીઓ રે,
તેમાં માણુસ આડે ચાલ્યાનો નહિ માગ;
જાણે ઉનાળે ઉભરાતી દેખું કીડીઓ રે. ૯

સિ—જસમા, માણુસ બહુ પેખીને શું ઘેલી બને રે,
તારા હલકા મનમાં ઉઠે હલકા ઘાટ;
ન કળે ખાખરની ખિસકોલી સાકર સ્વાદને રે. ૧૦

જ.—રાજા, મેલાં મન માણુસનાં મેલા શહેરમાં રે,
મેલી ગલીઓમાં બહુ મારે છે દુર્ગંધ:
મેલા ઝેર તણા જીવો છો જીવે ઝેરમાં રે. ૧૧

સિ—જસમા, રાજાના દરબારો તેં દીઠા નથી રે,
તેમાં બાગ બગીચે ખીલે ફૂલ ગુલાબ;
જળના હોજ, ફુવારા ઊડે, આવી જો સતી રે. ૧૨

જ.—રાજા, બાગ બગીચા જંગલ આગળ ધુળ છે રે,
જેવો સુરજ આગળ તારારે ચળકાટ;
મારા જંગલની મોજો તો મોંઘે મૂલ છે રે; ૧૩

સિ—જસમા, જંગલની વાતો તું આજ વિસારજે રે,
મીઠાં નરઘાં ને સારંગી કેરા સૂર;
ગાયન સુણવાને માટે તું શહેર પધારજે રે. ૧૪

જ.—રાજા, નવ રીઝું નરઘાં સારંગી સૂરથી રે,
મેના, મોર, બપૈયે ટેવ્યા છે મુજ કાન;
વાતો કોયલના ટહુકાની તો કહેતી નથી રે. ૧૫

સિ—ઓડણ, આવો તો ઊતારૂં મેડી માળીએ રે,
રહેજો મિત્ર સહોદર સર્વ સંબંધી સાથ;
તમને પ્રિયજન માનીને નિશદિન પાળીએ રે. ૧૬

જ.—મારે ઓડણને ઉતરવા જોઇએ ઝુંપડી રે.
મેડી માળે મુજને ચઢતાં આવે ફેર
પડતાં પગ ભાગે કે કાયા થાશે કૂબડી રે. ૧૭

સિ—ઓડણ, આવો તો પીરસાવું મેવા ચૂરમાં રે,
ઝુલે હાથી ઘોડા ગુર્જરપતિ દ્વાર;
તેને પેખીને હરખાશો ઓડણ ઉરમાં રે. ૧૮

જ--મારે ઓડણને તો જોઇએ વાળુ ઘેંશનાં રે,
રાજા, શું છે મારે હય હાથીનું કામ;
દહીં ને દૂધ મઝેનાં મારે ભૂરી ભેંશનાં રે. ૧૯

સિ—ઓડણ, માગી લ્યોને, આછા સાળુ ઓઢણાં રે;
હીરા, માણેક, મોતી, સોનાના શણગાર;
આવી કંચનવરણી કાયા પર શોભે ઘણાં રે. ૨૦

જ.—છાયલ ટકશી, આછા રૂાળુ તો ફાટી જશે રે,
નાંખું ધાસ ચણોઠી ગાંઠી કંઠે હાર;
પહેરૂં ફૂલતણી માળા તો પરણ્યો રીઝશે રે, ૨૧

સિ—જસમા, કહે મુજને તું કેવો છે તારો પતિ રે,
તારા જેવી સમજુ નારી જેને ઘેર;
એના જેવો સુખીઓ આ જગમાં બીજો નથી રે ૨૨

જ—પેલો કેડ કસીને કામ કરે મારો પતિ રે,
જેના મોળીઆમાં બ્હેકે છે બહુ ફુલ,
એના કોદાળાના ઘાથી ધરતી ધ્રૂજતી રે, ૨૩

સિ—જોને કામ કરતાં ન્યાળે એ તારા ભણી રે,
એના મનમાં તારો પૂરો નહિ વિશ્વાસ;
તારી બુજ ન જાણે જસમા એ તારો ધણી રે. ૨૪

જ—રાજા, સાચાને ભય લેશ નથી સંસારમાં રે,
મારા વરને મારો સંપૂરણ વિશ્વાસ:
હું તો અન્ય જનોને ભાઇ ગણી રહું ભારમાં રે. ૨૫

સિ—જસમા રાજા ને રાણાને હું તાબે કરૂં રે,
મોટા મહારથી પણ નવ આપે સામો બોલ;
તારા આગળ હું નવ અમલ ચલાવા આદરૂં રે, ૨૬

જ—રાજા, કાયા ને માયા પર બળ નૃપનું વસ્યું રે,
પ્રભુએ જીવ ધર્યો છે જૂદો કાયા માંહ્ય;
મારે ભૂપ તણું પણ તે પર નવ ચાલે કશું રે, ૨૭

સિ—જસમા, દઢતા તારી દેખી વિસ્મય થાય છે રે,
આવાં દંપતીને પણ આખર હોય વિયોગ;
મિથ્યા આ જગનાં સુખ માટે મન મુંઝાય છે રે. ૨૮

જ.—રાજા, કોઈ ન જાણે, "કાલે મારૂં શું થશે રે."
એવી અલ્પ જીંદગી માણે સૌ આ લોક;
રૂડી કહેણી સુખ પરલોકે પૂરણ આપશે રે. ૨૯

સિ—જસમા, પહેલું કે આ બીજું પરણેત તારૂં રે,
ઓડણ, કેવો તારો સ્વામી પ્રત્યે પ્રેમ;
મારા મહેલતણું સુખ ઝુંપડીએ આવી હર્યું રે. ૩૦

જ.—રાજા, આ લોકે પરલોકે મારે એ પતિ રે,
પ્રીતે પરણ્યા માટે છોડું મારા પ્રાણ;
એના શત્રુનું હું મુખ કદી જોતી નથી રે. ૩૧

સિ—એવું કહીને જસમા ટોપલી લઇ પાછી ફરી રે,
રાયે લીધો વળતી પાટણ કેરો પંથ;
થઇ છે જસમાના પતિવ્રતની જેને ખાતરી રે. ૩૨

સ્વ. બાપાલાલ ભટ્ટ.

---

# વનનાં આમન્ત્રણ.

(રાહ—પાલવડો મ્હારો મ્હેલો, મોહનજી ! )

૧. વનનાં આમન્ત્રણ આવ્યાં, વ્હાલમજી !
પુરને મહેલ શી ઉણપો હશે ?
લીલમલીલી એ કુંજો ઘેરાય, ત્હાં
એવી વિરાટની વિભુતિ શા વસે ?
વનનાં આમન્ત્રણ વિ.

૨. વનમાં કોયલડી ટહુકે, વ્હાલમજી !
પુરમાંની મેના તો પીંજરે પડી:
વનમાં કો ગોપિકા ગાજે ગગન ભરી,
પુરમાં પટરાણીઓ રમણે ચ્હડી:
વનનાં આમન્ત્રણ વિ.

૩. વનમાંહિ કેસરીની કેસર, વ્હાલમજી !
પુરમાં કિરીટીનાં કિરણો સ્ફુરે:
વનમાં વૈરાગ્ય ને વિલાસ છે સોહામણા,
પુરમાં સુવર્ણનાં સ્વપ્નાં ઉરે:
વનમાં આમન્ત્રણ વિ.

૪. વનમાં સરોવર ઘેરાં, વ્હાલમજી !
પુરના તો કુંડ કાંઇ છાછરછલ્યા;

વનમાં શકુન્તલા, ને વન માંહિ રાધિકા,
પુરમાં તો કુબ્જાનાં કામણ, ભલા!
વનનાં આમન્ત્રણ વિ.

૫. વન કેરા આંબલા મ્હોર્યા વ્હાલમજી!
પુરમાં કટોરાઘાટ કુંડાં ઉભાં:
વનમાં જોગી જહાંગીરી માણે, નાથ!
પુરમાં ગરીબોનાં દિલડાં દૂભ્યાં:
વનનાં આમન્ત્રણ વિ.

૬. વનનાં તપોવને તપસ્વી, વ્હાલમજી!
પુરમાં વણિક કાંઇ વણજે ખીલ્યા:
વનમાં તો વિશ્વને વિહારી વિહારે, ને
પુરમાં મનુષ્યની ઝળકે કલા:
વનનાં આમન્ત્રણ વિ.

૭. વનનાં આમન્ત્રણ આવ્યાં, વ્હાલમજી!
પુરનાં યે પુણ્ય પાપ ઓછાં નથી:
વનની મઢુલીમાં સીતા ને રામજી
રમશું ત્ય્હાં વનની કથાઓ કથી:
ચાલો, વનવનની કથાઓ કથી:
વનનાં આમન્ત્રણ વિ.

કવિ ન્હાનાલાલ.



# રાષ્ટ્ર ગરબી સંગ્રહ.



## ૧ ગુર્જરી સ્તવન.

શીળી રાતમાં રે લોલ, રમીએ સહિયર સૌ સાથમાંરે લોલ.
રમત વાટમાં રે લોલ, ફરીએ સહિયર નીતિ સાથમાંરે લોલ.
શીળી રાતમાં રે લોલ, રમીએ સહિયર સૌ સાથમાંરે લોલ.

હર્ષે આંજી આંખડી રેલી મીઠા સૂર,
નૌતમ સ્નેહે ઉજવીએ ઉત્તમ ગુર્જરી નૂર.

સખી! વિશ્વની શી વાડી હિન્દ માવડી રે લોલ।
ભલી હિન્દની રસિક ભૂમિ ગુર્જરી રે લોલ!
રૂડી ગુર્જરીમાં પ્રૌઢ શોભા પાથરી રે લોલ!
સખી! ગુર્જરી વિલાસ વાડી આપણી રે લોલ!

શીળી રાતમાં રે!—

હૃદય તણા પણ હૃદયથી નમીએ સૌ જગરાય:
જન્મ લીધો આ ભૂમિમાં કુદરત ત્યાં છલકાય.

તીણું ગાતી મીઠી નદિઓ ત્યાં શી રમે રે લોલ!
પૂરાં ખીલી ઝુલી ખેતરો ધીરાં હસે રે લોલ!
વિવિધ રમ્ય નવલ વૃક્ષ ફળ ફૂલ છે રે લોલ!
સખી! મધુર કંઠી પંખીડાં પણ શાં વસે રે લોલ!

મનહર મોહક ભૂમિ આ આપણુ એનાં બાળ,
નિર્મળ નેહે શું નહિં ધરીએ એ પર વ્હાલ !
સખી ! માત માટે હૃદય શું ના બાળીએ રે લોલ !
સખી ! ગુર્જરીનું હીત શું ના ભાળીએ રે લોલ !
સખી ! સ્વાર્થ એને કાજ શુ ના છાંડીએ રે લોલ !
સખી ! સમય આવે પ્રાણુને પણુ પાડીએ રે લોલ !

શીળી રાતમાં રે—

**વસંત વિનોદી.**

---

## ૨ હિંદનું ભવિષ્ય.

---

માજી હવે ઉજળી થાશે રાત અંધારી આથમીરે લોલ,
વ્હાલુલાં વ્હાશે થાશે પ્રભાત દુઃખડાં જાશે સમીરે લોલ.
માજી તારા ઘાયલ પુત સપુત સુતેલા જાગશેરે લોલ,
માજી થશે ઝાઝો ઝંપાપાત જાત સુખ ત્યાગશેરે લોલ.
જાગશે દાન દયાના વીર ધીર વીર જાગશેરે લોલ,
જાગશે સાવજ ચિત્તા વાઘ કેસરી ત્રાડશેરે લોલ.
વરસશે સ્વાતિના વરસાદ આકાશથી આવશેરે લોલ,
માજી એ છીપે મોંઘે મૂલ મોતીડાં પાકશેરે લોલ.
જાગશે રામ વિનામાં રામ ગર્વ ગંજન થશેરે લોલ,
જાગશે જાગશે જાદવચંદ અધમ ઉદ્ધરશેરે લોલ.

જાગશે કર્ણાર્જુન થઇ એક ધનુર્વેદ ધારશેરે લોલ,
જાગશે ભીમ અને ભડ ભીષ્મ લીધાં પણ પાળશેરે લોલ.
જાગશે મેવાડી ભડવીર પ્રતાપનાં પણ ઘણાંરે લોલ,
માજી એને યુગેયુગના અપવાસ કરશે પારણાંરે લોલ.
જાગશે શિવાજીનાં સેન ધરતી ધ્રુજાવશેરે લોલ,
જીતશે કુડ કપટના ખેલ કુડ ત્યાં ધૂળ થશેરે લોલ.
માજી તારી કુખનાં કીર્તિગાન ગૌરવ ગાજશેરે લોલ,
માજી તારાં દૂધમન્ન પીશે દૂધ દૂધ દીપાવશેરે લોલ.
મંદ મૃદુ હિમાળાના વાય ઉતરના વાયા જશેરે લોલ,
માજી જશે રોગ શોકના થોક શિતળતા શાંતિ થશેરે લોલ.
ઝરશે અમી ઝરણાં વરસાદ ભૂમિ ભીંજાવશેરે લોલ,
ક્યારડે કલ્પતરૂનો પાક કણના કળશી થશેરે લોલ.
માજી એવા મોં માગ્યા વરસાદ કુંદનના વરસશેરે લોલ,
આવતી સાગરીયાની છોળ રતનચોક રેલી જશેરે લોલ.
માજી તારો ભાગ્ય–સવિતા ભર્ગ સિંચતો ચડતો જશેરે લોલ,
પ્રભુના શરદ પૂનમના ચંદ્ર સમો મધ્ય સ્થંભી જશેરે લોલ.
માજી તારૂં ભારત બનશે સ્વર્ગ નંદનવન ઝાંખાં થશેરે લોલ,
માજી તારો જય જય જયકાર જગત ત્રણ ગાજશેરે લોલ.

વિહારી.

---

# ૩ જાગો જનુની જાયા.

જાગો જનુની જાયારે ઓ હિન્દુ મુસલમાન !
આ શી દશા થઇ તારીરે–હાં હારે હિંદુસ્થાન.
પંજાબમાં એ આવ્યો, ડાયર ત્યાં તો ફાવ્યો,
મારસ્યલો મચાવ્યોરે–હાં હારે હિંદુસ્થાન.
કંઇ માત ભગિની ભ્રાતા, દુઃખી અતિ થાતા,
દુઃખો ના કાંઇ સમાતાંરે–હાં હારે હિંદુસ્થાન.
કંઇ રંકને રખડાવ્યા, કંઇ કંઇને પેટ ચલાવ્યા:
ચગડોળે શું ચડાવ્યારે–હાં હારે હિંદુસ્થાન.
શું સ્વાદ તણા છે ચસ્કા, મોડરેટ કરે છે મસ્કા
અંતે પડયા છે ફટકારે–હાં હારે હિંદુસ્થાન.
નિર્લજ દ્રષ્ટિ જ્યાં છુટી, બ્હેનોની લાજ લુંટી,
આશા કદી નવ ખુટીરે–હાં હારે હિંદુસ્થાન
શું આંગ્લોની નીતિ રૂડી, દશા થઈ છે ભુંડી,
ભારત પહેરે નવ ચુડારે–હાં હારે હિંદુસ્થાન.
સુણો સુતેલા સિંહો, વીરા ! હવે શું બ્હીઓ, !
પડતી કંઇ કારમી ચીસોરે–હાં હારે હિંદુસ્થાન.
સોળ મૈલ શું ચલાવ્યા, ફટાકા મારી દોડાવ્યા,
સલામીમાં સપડાવ્યારે હાં હારે હિંદુસ્થાન.
આવી પડી છે આફત, ખટકે છે હૃદય ખીલાફત,
સ્યામ રાખો સૌ સલામતરે–હાં હારે હિંદુસ્થાન.

શું દુઃખ રહ્યા છો સાંખી ? દેશ માટે ઘો સૌ નાંખી,
અધર્મની છે આ ઝાંખીરે—હા હારે હિંદુસ્થાન.
સત્ય, ન્યાયનો વિજય છે, દ્વેષ, ઇર્ષા, મદનો ક્ષય છે,
મનુ કહે છે પાપે પ્રલયરે—હા હારે હિંદુસ્થાન.

મણિશંકર.

---

## ૪ જનની સેવા.

(કામણ દીસે છે અલબેલા તારી આંખમારે એ રાગ)
જનની સેવનનો મધુમધુરો અવસર ક્યાં મળેરે,
અવસર ક્યાં મળેરે, જગ જીવ્યું ફળેરે-- જનની.
નવનિધ લાડે નિશદિન ઝુલવે,
ઉરક્ષીરપાતી હૈયે હુલવે
અલ્પ સાટું પણ અમિત ભારતું ક્યાં વળેરે-- જનની.
પ્રભુપુર ગૌરવ વદને મલકે,
મંજુલ મોહક અંતર ઝલકે
નવનવ સાજે શીખ દે સાને પળે પળેરે— જનની.
ઉત્તમ શોણીત જનની કાજે,
રેલાયે શું વધુ કે'વાશે
કિસ્મત ક્યાંથી ભારતી હીત કાયા ઢળેરે— જનની.

વસંન્ત વિનોદી.

---

## ૫ સ્વરાજ્યનો ગરબો.

( રાગ—વ્હાલા તમે પુરૂષ અમે નારી. )

અમે હવે સ્વરાજ્ય લઇશું ( ૨ )
લઇશું, લઇશું, લઇશુંરે, અમે હવે સ્વરાજ્ય લઈશું
સ્વરાજ્યનો ઝુંડો ફરકાવી મુક્ત ગુલામીથી થઇશુંરે—અમે.
વિદેશી વસ્ત્રનું દહન કરીને, ખાદી અંગે ધરીશુંરે—અમે.
મહાસભાની આજ્ઞામાં રહીને, કાયદાનો ભંગ કરીશુંરે—અમે.
હસતાં હસતાં જેલમાં જઇશું જેલને મ્હેલજ માનીશુંરે—અમે.
કૃષ્ણ જન્મનું સ્થાન છે સુંદર, અધિક આત્મબળ ધરીશુંરે—અમે.
મરતાંએ નહિ મારીએ કો'ને અડગ સત્યાગ્રહી રહીશુંરે—અમે.
સાચી શિખામણ ગાંધીજીની, અવિનાશી ઉર ધરીશુંરે—અમે.

## ૬ સ્વરાજ્ય યજ્ઞ.

સહુ બત્રીશ લક્ષણા જાગજો રે,
કરો વ્હાલી કાયા કુરબાન—સહુ.
પૂજ્ય ગાંધીજીએ યજ્ઞ આદર્યો રે,
બની સાચા શૂરા સરદાર—સહુ.
એની આજ્ઞા ઉપાડો મસ્તકે રે,
કરો સર્વસ્વનું બલિદાન—સહુ

જીવવાનું જો શીખવું હોય તો રે,
મરી જાણો માર્યા વિના આજ—સહુ.
ઢાલ રાખો અહિંસાની હાથમાં રે,
ભલે જાલીમ છોડે તોપ—સહુ.
મ્હાત કરજો જાલીમને પ્રેમથી રે,
ક્રોધ કરજો સદા નિર્મૂળ—સહુ.
આ બાજી આવી છે હાથમાં રે,
સાચવીને જીતો સંગ્રામ—સહુ.

---

## ૭ રણહાક.

### રણનાં રણશીંગડાં વાગીઆં.

હાક સુણી હિંદબાળ જાગીઆરે, બની બહાદુર આચાર,
સજી શસ્ત્ર અસહકાર, રણનાં રણશીંગાં વાગીઆં.
સાબરમતીથી શંખ ફુંકીયોરે, ધ્વનિ થાતો અસહકાર,
ગાંધીજીનો સાદ સાંભળી, જાગ્યા સિંહ તણા બાળ—રણનાં. ૧
શંખ ધ્વનિ ઉંઘમાં સુણતાંરે, તજી આળસ પ્રમાદ,
શસ્ત્ર સજ્યાં ધર્મ યુદ્ધનાં, કરે સર્વ જયનાદ.—રણનાં ૨
મંત્ર સુણ્યો શાંત યુદ્ધનોરે, નહિ વેર કે વિનાશ,
જુલ્મ,પાપ,તોરનેવિદારવા, ગણ્યો ધર્મએજખાસ.—રણનાં ૩

હિંદુ, મુસલમીન, પારસીરે, શીખ, ખ્રીસ્તી, સહુ જાત,
ભેળી કીધી દીલ એકથી, નહિ લેશ ભિન્નભાવ-રણનાં. ૪
શૌકત, મહંમદ બે બંધવારે, વૈદ્ય કીચલુ આઝાદ,
જેલને મ્હેલ સમી લેખતાં, સુણે નિત્ય હર્ષનાદ-રણનાં. ૫
લાલે જગાવ્યું પંજાબનેરે, જેને શીખ કેરી સાથ,
વૃદ્ધ છતાં મ્હેરૂએ સ્વીકારીયું, સુખદેશ સુખમાંથ-રણનાં. ૬
બંગમાં દેશબંધુ દાસજીરે, કરી વૈભવનો ત્યાગ,
જેલમાં જઇ પાવન થયા, બન્યા દેશના તે દાસ.-રણનાં. ૭
દક્ષીણમાં વીરનર ઘુમતારે જેની વાગે વીર હાક,
તિલક વિરાનું ધાર્યું સાધવા, નથી રાખી કોની ધાક-રણનાં. ૮
રાઘવ, યાકુબ, હકીમજીરે, ધન્ય જમનાજી વીર,
મઝરૂલ હક ધન્ય માતને, ધન્ય મોહાની ધીર !-રણનાં. ૯
સરલા, સરોજની દેવીઓરે, વળી બીજી વીર માત,
બાલ-બાલાને ભેટ આપતી, બની દેવી સાક્ષાત.-રણનાં. ૧૦
ખેલે છે ખેલ અભ્યાસજીરે, બની બહાદુર જુવાન,
દેસાઇ ગોપાળ જેવા વીરલા, તજે રાજ્ય અભિમાન-રણનાં. ૧૧
ધન્ય પટેલ જોડી ભ્રાતનીરે, ધન્ય મહાદેવ ધન્ય,
બેંકર સેવક બન્યા માતના, ધન્ય ગુર્જરી ધન્ય-રણનાં ૧૨
બાપુ પધાર્યા જેલ મ્હેલમાંરે, નહિ થાશો નિરાશ,
ખાદીથી દેશને શોભાવીને, જીતો શાંત યુદ્ધ ખાસ-રણનાં. ૧૩
દેશને ઉદ્ધારનાર એક છેરે, ખાદી વિણ નહિ સુખ,
બુમો મારી મારી સૌ વદે, ભાગે તેથી સર્વ દુઃખ-રણનાં. ૧૪

ચક્ર સુદર્શન રક્ષતુરે, ભલો હિંદનો વ્યાપાર,
ધનને ધર્મ બળ સાચવી, જીતે યુદ્ધ અસહકાર-રણનાં. ૧૫
આ બાલ વૃદ્ધ સૌ દેશનારે, ખેલે રેંટીઆના ખેલ,
સુતરના તાંતણા તાણતાં, સૌ હોંસે માગે જેલ-રણનાં. ૧૬
ભાલા કે તોપને બંદુકનારે, ડર નહિ દીલ માંહ્ય,
તરસી રૂધીરની તલવારને, સે'તાં હર્ષ મુખ થાય-રણનાં ૧૭
આત્મબળ, શસ્ત્રબળ ઝુઝતાંરે, જીત કોની હવે થાય ?
સ્વર્ગે રહીને નિહાળતા, વીર પૂર્વજોનો સાથ-રણનાં. ૧૮
"મારો નહિ મરતાં શીખોરે, એવો ગાંધીજીનો મંત્ર,
મંદિર ગણો તમો જેલને, થાશો ત્યારે સ્વતંત્ર"-રણનાં ૧૯
શાંતિ, સચ્ચાઇ, શૌર્ય, સુખ છેરે, નિજ દેશ સુખ માંહ્ય,
સ્વરાજ્ય ધ્યેયને પામતાં, દુઃખ દારિદ્ર જાય-રણનાં. ૨૦
દેશના સહુ બંધુ જાગજોરે, તજો આળસ પ્રમાદ,
આવો અવસર નહિ આવશે, સુણી દાસ કેરો સાદ-રણનાં. ૨૧

ભીખાભાઈ વ્યાસ.

## ૮ ભારત ભાગ્યોદય.

( રાગ-પુનમ ચાંદની )

ભારત ભાગ્યોદયનો, રૂડો રૂપાળો રેંટીઓરે:
મનહર, સુખકર, દુઃખહર, દયાનીધી એ દેવ
પ્રીતે, પધરાવોને મંદીરમાં સૌ માનુની રે.
જુનો પુરાણો રેંટીઓ, ફરતો હતો ગ્રહમાંહ,
તજ્યો તેહને જ્યારથી, દુઃખી થયાં સૌ કોય
તેના પાપે પરદેશીની ગુલામીમાં પડ્યારે,
કરશે મુક્ત તમોને જીવન પ્રાણાધાર
પ્રિતે પધરાવોને મંદીરમાં સૌ માનુનીરે. ભારત.
કપાસ ભારત દેશનો, પરદેશી લઇ જાય,
આપે વીશ કરોડ ને, બાસઠ ધસડી જાય.
આવે ખોટ ખરી અહીં, બેતાળીશ કરોડનીરે,
એથી દેશ આપણો, બહુ દુર્બળ દેખાય
પ્રિતે પધરાવોને મંદીરમાં સૌ માનુનીરે. ભારત
અન્નપુર્ણા આ દેશનો, રૂડો રેંટીઓ કહેવાય,
ફેરવજો ધરી ટેકને, અધિક આનંદ હોય.
કાંતી હાથ વણેલાં વસ્ત્રો અંગે ધરજોરે,
અવિનાશી કે' થાશે, દેશ તણો ઉદ્ધાર
પ્રિતે પધરાવોને મંદીરમાં સૌ માનુનીરે. ભારત.

૧૦૩૫૨



## ૯ રેંટીઓ.

( રાગ-ઉગ્યો સખી સૃષ્ટિનો. )

જોને સખી હિંદનો ઉદ્ધાર
કેવો દીસે સુદર્શન રેંટીઓ.
જોને સખી દીનનો તારણહાર
કેવો દીસે સુદર્શન રેંટીઓ.
યદુકુળ તીલક કૃષ્ણનું એક હતું સુદર્શન ચક્ર
બીજું બનાવ્યું ગાંધીએ સ્વરાજ્ય સુદર્શન ચક્ર
આવો સહિયર મળીને આજ, લઇએ વ્રત સ્વદેશીનું રે
કરો વિદેશી વસ્ત્રનો ત્યાગ, લઇએ વ્રત સ્વદેશીનું રે
સુણીને બેનો મહાસભાનું ફરમાન
પ્રીતેથી કરો ખાદી પ્રચારનું કામ—આવો.
ધન્ય ગાંધી ગુણવાન તું નવજીવનામૃત પાય
સ્વરાજ્ય મંત્ર શીખવાડતો અહિંસાત્મક ઉપાય
બેનો જેને સ્વદેશાભિમાન, તેના જગતમાં ગવાયે ગાન
પામે દેવી સમાન સન્માન, મળે સ્વર્ગમાં ઉંચુ સ્થાન—આવો.
સકળ હિંદની ગૃહણીઓ, સેવે સ્વદેશી વ્રત
ફેરવે ઘરઘર રેંટીઓ મળે સ્વરાજ્ય તુરત—જોને સખી.

અમૃતરાવ.

## ૧૦ સ્વરાજ્ય સવારી.

આવે છે રે આવે છે સ્વરાજ્ય સવારી આવે છે,
જયનાદ ગગનમાં ગાજે છે. સ્વરાજ્ય. ૧
દૂર સ્વપ્ન થકી દુર કહેવાતું, થાઓ લાયક ત્યારે જોવાનું
શું બાળક ચાંદો માગે છે. સ્વરાજ્ય. ૨
તડ પાડી રાજ્ય અહીં કરાવતાં. ઇલ્કાબ, ખીતાબો ધરવાતા,
કૌન્સીલે ફારસ કરવાંતાં. સ્વરાજ્ય. ૩
પંજાબ ખીલાફતથી ચેત્યા, ગાંધીજી અસહકાર ચઢ્યા,
ધ્વજ લીલા લાલ ચઢાવે છે. સ્વરાજ્ય. ૪
નોકરશાહી હાથ પડયા હેઠા, ફાંદાઓ વિધવિધ લઇ બેઠા,
પણ નહિ ચાલે જખ મારે છે. સ્વરાજ્ય. ૫
હરિ ! લાજ હવે તારે હાથે, વ્રત મોટાં લીધાં તુજ શાખે,
બળ દે કદી ના પાછા હઠીએ. સ્વરાજ્ય. ૬

હરિપ્રસાદ.

## ૧૧ ગાંધીજીની જયંતી.

આજછે આજછે આજછે રે જોગીવરની જયંતી આજછે.
રાજછે રાજછે રાજ છે રે એનું હિંદીને હૈયે રાજછે.
ભારત જનનો પ્રાણ પ્રતિધ્વની, હૈયે હિંદ સમાજ છેરે—જોગી.
એને રોમે રોમે રામ રમે એને મુખડે ઇશ્વરનો અવાજછેરે-જોગી.
વણકર કૃષીકર અત્યંજ આત્મા, હિંદુ દુખીયાની દાઝછેરે-જોગી.
હિંદુ મુસલ્ગીન ઐક્ય અમીધર, આપણો એ મહારાજ છેરે.
જોગીવરની જયંતી આજછે.

સતયુગનો એ શુદ્ધ પ્રતિનિધિ, તેત્રીશ કોટીનો તાજ છેરે.
જોગીવરની જયંતી આજછે.
વિઘ્ન તણે વન વહી રહ્યા જે, નિર્ભય કેશરી રાજ છેરે.
જોગીવરની જયંતી આજછે.
સૃષ્ટિ તણો એ સાદો સહોદર, સાત્વિક એના સાજ છેરે.
જોગીવરની જયંતી આજછે.
હિંદુ દેવીનો દૂત સમો એ, એકજ ગરીબ નિવાજ છેરે.
જોગીવરની જયંતી આજછે.
ભવ અર્ણવના ભર તોફાને, એને હાથે હિંદ જહાજ છેરે.
જોગીવરની જયંતી આજછે.
એના હૈયામાં અનંત વિશ્વ ભર્યું. એનું જીવવું જનને કાજછેરે.
જોગીવરની જયંતી આજછે.
સુભટ સુવીર સુધીર સુહૃદ, એની હસ્તરેખામાં સ્વરાજછેરે.
જોગીવરની જયંતી આજછે.
દુષ્ટ દુશાસન દરબારે એને હાથે પંચાળીની લાજ છેરે.
જોગીવરની જયંતી આજછે.

# ૧૨ સ્વામીને વિનતી.

**સ્વામી સુણોને મારી વિનતિ રે લોલ-એ રાગ.**

વ્હાલા સુણોની મારી વિનતિ રે લોલ, ખાદી પહેર્યાની
મને હોશજો—વ્હાલા.
લાવી દીયો સાડી. મને રે લોલ, ઘાઘરાને પોલકાની
જોડજો—વ્હાલા.
મંદિર જતાં પ્રભુ દર્શને રે લોલ, પ્હેરીશ ખાદીના
વસ્ત્રજો—વ્હાલા.
નદીએ કુવે પાણી જતાં રે લોલ, પ્હેરૂં ખાદી
પટકુળજો—વ્હાલા.
વીવા' ટાણે મહા હર્ષમાં રે લોલ, ખાદી વધારે
હર્ષજો—વ્હાલા.
મરણા ટાણે મહા શોકમાં રે લોલ, ખાદી હઠાવે
શોકજો—વ્હાલા.
ખાદી પ્હેર્યે પૈસો બચે રે લોલ, ખોટું ગુમાન ટળી
જાયજો—વ્હાલા.
ખાદી પ્હેર્યાથી ચાલશે રે લોલ, વિધવાનો રેટીયો
રોજજો—વ્હાલા.
ખાદીમાં ખાનદાની ખરી રે લોલ, લાખોને ફાયદો
થાયજો—વ્હાલા.
શાળોનો ધંધો ચાલશે રે લોલ, આબાદ ગામડાં
થાયજો—વ્હાલા.
ખાદી ચિંતામણી રત્ન છે રે લોલ, પૂરે બધાના
કોડજો—વ્હાલા.

## ૧૩ ત્યાગ.

---

### સ્વરાજ લેવું સ્હેલ છે એ-રાગ.

પરદેશી કાપડ છોડો ને સુંદર ખાદી પ્હેરો—મારી બ્હેનો
ગાંધી છોડવવા સ્હેલ છે.
ભભકાને ફેશન છોડો, જાડી ખાદી પણ પ્હેરો—મારી.
આળસ પરનિંદા ત્યાગો, રેંટીયા શું પ્રીતિ બાંધો—મારી.
ખાદીની ધુન લગાવો, ખાદીનું તાન જગાવો—મારી.
ખાદી તાકા લઈ ફરજો, સૌને તમ જેવા કરજો—મારી.
ઘરમાં સૌને સમજાવો, ખાદીનો મંત્ર પઢાવો—મારી.
જીવા કે મરણા ટાણે, ખાદી વાપરજો કણે—મારી.
શાળા સરકારી નમાલી, છોડાવો એની ગુલામી—મારી.
વણનારો તાણો વાણો, અત્યંજને બંધુ જાણો—મારી.
સભ્યો થજો સૌ પ્હેલા પા રૂપીઓ આપી વ્હેલા—મારી.
મર્યાદા ખોટી છોડો, પામર બંધનને તોડો—મારી.



## ૧૪ "મોહન" મોરલી.

વાગેછે રે, વાગે છે, અહીં મોહન મોરલી વાગેછે,
એનો શબ્દ ગગનમાં ગાજે છે, આં
એવા તે કરે મારગ જાતાં, ત્યાગના દાન માગેછે. આં
ભારત વર્ષે જંગ મચ્યો છે, જંગમાં રંગ જમાવેછે. આં
ટુંકો ધોતી, પહેરણ, ટોપી, દપ મૂર્તિ વિરાજે છે. આં
વિદેશી વસ્ત્રનાં હરણ કરીને, સૌને ભેખ ધરાવે છે. આં
ભરતખંડની ગલી ગલીમાં, ખાદી મંત્ર સુણાવે છે. આં
એ મોરલીને દેશ ભજે તો, દુઃખડાં સર્વે ભાગે છે. આં

## ૧૫ ગાંધીજીને ચરણે.

(રંગ રસીલા રંગ રસ બન્યો એ રાગ) ગરબી

પ્રથમ હું સમરૂં શારદા; ઘરે આવોને.
ગુણ ગાવા મોહનદાસ મોહન ઘરે આવોને.
તમે ગણપતિ છો ગુજરાતના ઘરે ,,
કાઠીયાવાડના કોહીનુર મોહન ,,
તમે સોરઠના છો શીરામણિ ઘરે ,,
જય ભારતના ભડવીર મોહન ,,
છો કર્મયોગિ કુરૂક્ષેત્રના ઘરે ,,

ગોપાળકથી (છો) ગોપાળ મોહન ,,
તમે સત્યયુગના શ્રારામ છો ધરે ,,
કલિયુગ વિષે છો કૃષ્ણ મોહન ,,
તમે યોગીમાં યોગીંદ્ર છો ધરે ,,
પુરૂષોમાં પુરૂષોત્તમ મોહન ,,
તમે રાજા મહિં રાજેન્દ્ર છો ધરે ,,
ફકીરોમાં મસ્ત ફકીર મોહન ,,
તમે સાંઇમાં શુદ્ધ ગોસાંઈ છો ધરે ,,
ભારત ઉદ્ધારક નાથ મોહન ,,
તમે પ્રતિજ્ઞામાં પ્રહ્લાદ છો ધરે ,,
નિશ્ચયમાં ધ્રુવકુમાર મોહન ,,
શુદ્ધ ચારિત્ર તપના તેજથી ધરે ,,
કર્યો મોહિત ભારત દેશ મોહન ,,
તમે સત્યાગ્રહ આશ્રમ બાંધીયો ધરે ,,
સરિતા સાગર તીર મોહન ,,
તમે ભુમિ ગગન ભેગાં કર્યાં ધરે ,,
જે હિન્દુ મુસલમાન મોહન ,,
તમ અગાધ શક્તિ દેખીને ધરે ,,
અચરજ પામ્યું યુરોપ મોહન ,,
તમે ગાંધીવટું ખુબ ખીલવ્યું ધરે ,,
નરી જોઇ ભારતની નાડ મોહન ,,
તમે ગોળી ગળાવી સ્વતંત્રની ધરે ,,

| | | |
|---|---|---|
| કરવા ભારત ઉદ્ધાર | મોહન | ,, |
| તમે મંત્ર બતાવ્યો મુક્તિનો | ધરે | ,, |
| ઓળખાવી અહિંસાની રીત | મોહન | ,, |
| તમે સ્વતંત્ર મંત્ર શીખવ્યો | ધરે | ,, |
| ઉત્તમ જે અ–સહકાર | મોહન | ,, |
| આગેવાની કરીને ઘણી | ધરે | ,, |
| ખાતાતા ખોટા માન | મોહન | ,, |
| તે તુજ તેજે ઝાંખા પડયા | ધરે | ,, |
| મનના મોળા જે મવાલ | મોહન | ,, |
| એમ ગુણ મણુના ભંડાર છો | ધરે | ,, |
| સમતા સાયર ગંભીર | મોહન | ,, |
| ગાંધીજી આવો અમ આંગણે | ધરે | ,, |
| કરો પાવન અમારૂં ગામ | મોહન | ,, |
| કરજોડી નરહરિ વિનવે | ધરે | ,, |
| તમ ચરણ તણો જે દાસ | મોહન | ,, |



## ૧૧ પ્રાર્થના.

---

(ભુજંગી છંદ.)

પ્રભાતે નમું શ્રી વિશ્વંભરાને,
સંસારનાં દુઃખ સહુ ટાળવાને,
હૃદયમાં સ્મરણ ગાંધીજીનું હજો;
સદા શ્રી હરિ સહાય મુજને થજો.
સુકાર્ય બધાં નિત્ય હું આદરૂં,
શ્રીય તપ ધર્મના પંથે પળું.
હૃદયમાં પતિ ભક્તિને સ્થાપજો;
સદા શ્રી હરિ સહાય મુજને થજો.
સદાચારનું ભાન જેને થયું,
અજ્ઞાનનું મૂળ તેનું ગયું.
સુવિચાર એવા સદા આપજો;
સદા શ્રી હરિ સહાય મુજને થજો.
પવિત્ર જીવન મારૂં થવા,
વિતરાગના ધર્મને પાળવા;
હું બાળ નાનીને ઉગારજો;
સદા શ્રી હરિ સહાય મુજને થજો.

વકુલા.

---

# ૧૭ અસહકારી બનજો.

---

( રાગ.–રઘુપતિ રામ રૂદેમાં રહેજોરે. )

ગુણીયલ મારી બેન અસહકારી બનજોરે,
તમે સાચો સત્યાગ્રહ કરજો. ગુણીયલ. ૧
આખા દેશની જેમાં આબાદીરે,
પહેરો ખંતથી સરવે એ ખાદીરે;
ત્યારે કહેવાશો સ્વરાજ્ય વાદી. ગુણીયલ ૨
પારદર્શક પરદેશી સાડીરે,
પહેરે કાયા તો દીસે ઉઘાડીરે;
એવી ફેશન નાખજો કહાડી: ગુણીયલ. ૩
બંગડી, પોલકાં, ફેન્સી ફરાકોરે,
બ્હેનો સર્વ એ સત્વર ત્યાગોરે;
સાચી ભારતની તનયાઓ જાગો. ગુણીયલ. ૪
અતિ લાડથી જેને ઉછેર્યાંરે;
જેણે રામ તણાં મન ચોર્યાંરે;
એવાં સીતાએ વનકુળ પહેર્યાં. ગુણીયલ. ૫
જેનાં માતા પીતા હશે એકરે,
વળી કુળમાં હશે જો વિવેકરે;
તે તો રાખશે સાચો ટેક. ગુણીયલ, ૬

કુળવંતીને ઝાઝું શું કહીએરે,
હવે આટલેથી છાનાં રહીએરે;
જરા સમજે તેને શીખ દઇએ. ગુણીયલ. ૭
બેની મોટી તમારી આ ખામીરે,
જોઈ ભારતી લજ્જા પામીરે;
કહે રાવ બેની શિર નામી. ગુણીયલ. ૮

---

## ૧૮ સુતર કાંતોને!

---

(રાગ-અલબેલી અંબે માત જોવાને જઇએ.)

સૌ બ્હેનો ધરીને ઉમંગ, સુતર કાંતોને;
નિજ કરવા નિર્મળ અંગ, રેંટીયા રાખોને ટેક-
સત્ય શિયળ સચવાશે જેથી, સુઝે ન દુર્ગુણ એકરે;
વિદેશી વસ્ત્રો ત્યાગ કરો તમે, સમજી રૂડો વિવેક સુતર. ૧
ફેશન તણી હવાએ ફુલ્યાં, ન રહ્યું પોતાનું ભાનરે;
નિર્લજતાનો આંક રહ્યો નહિ, બન્યાં તે છેક નાદાન. સુ. ૨
ઝીણાં વસ્ત્રોનો મોહ ફીટાડી, મનનો કરો નિરોધરે;
હાથે સુતર કાંતો પોતે, એવો ગાંધીજીનો બોધ. સુ. ૩
માતાઓ જ્યારે મનથી સમજી, કરશે મદદ અપારરે;
દેશ તણો તવ ઉદ્ધાર થાશે, વદે મહાત્મા વારંવાર. સુ. ૪

શક્તિ રૂપે થઈ ચક્ર ફેરવો, સુદર્શન શુભ નામરે;
સુતર તાંતણે સ્વરાજ્ય મેળવશો, ઉરમાં ધરીને હામ. સુ. ૫
ગૃહસ્થોના ઘરનું એ રમકડું, રંકનું રૂડું રજ્યરે;
શેવે મનવાંચ્છિત ફળ મળશે, મર્યાદા સચવાય. સુ. ૬
વિધવાઓએ અવસ્ય લેવું, રેંટીઆ વ્રત નિરધારરે;
ધર્મ આખર તો સચવાશે, તરશે આ સંસાર. સુ. ૭
ચૂલા વિના ઘરમાં નવ ચાલે, રેંટીયો ત્યમ ગણાયરે;
ઘર વિશે પ્રેમે પધરાવો, દુઃખ સૌ દુર પળાય. સુ. ૮
સાઠ ક્રોડ આ દેશનું નાણું, વિદેશે તણાયરે;
તે રોકવાનું સાધન સબળું, રેંટીયા ભાઈ ગણાય. સુ. ૯

ત્રિભુવન.

---

## ૧૯ કસ્તુરબાનો ગરબો.

[ધન્ય ધન્ય ગંગાને તુળશી બાળ કુંવારાં,–એ રાગ)

ધન્ય ધન્ય કસ્તુરબા માતા, કળિયુગનાં દેવી !
ગાંધીજી જેવા પતિરે પામ્યાં,
આનંદ મંગળ તમ ઘેર વર્તે, ધન્ય. ધન્ય,
ખાદીનો બોધ માતા સર્વેને દેતાં;
ગરીબ જનની આશિષો લેતાં. ધન્ય. ધન્ય.
પુત્રો તમારા ધ્રુવજી સરીખા,
દેશ માટે દુઃખ જેલનાં ખમતા. ધન્ય ધન્ય,

નદી કાંઠે માતા મહાવ્રત લીધાં,
    પતિતજનને પાવન કીધાં.        ધન્ય ધન્ય.
તારૂં હેવાતણુ માતા અમ્મર રહેજો,
    સતિ પતિને પ્રભુ આશિષ દેજો.    ધન્ય ધન્ય,

વકતા.

---

## ૨૦ પ્રભુ પ્રાર્થના.

### ગઝલ.

---

પ્રભાતે હું નમું પ્રીતે, પ્રભુને હાથ જોડીને;
કરૂં સ્તુતિ અને સમરૂં, પથારી નિંદ છોડીને.
વિરાગી તું, અનાદિ તું, પરમજ્યોતિ પ્રભુ છે તું;
સચરાચર વિભુ છે તું, નિરંજન નાથ છે તું તું.
ન જેનું કોઈ તેનો તું, દુઃખીનો આશરો છે તું;
જગત ઉદ્ધારનારો તું, કહું પરમાત્મ તે પણ તું.
નિરંતર રહે હૃદયમાં તું, જીવન આશા ભર્યામાં તું;
બધાં કાર્યો વિષે છે તું, તુંહિ તું એક છે તું તું.
નીતિને ધર્મના રસ્તે, સદા સદબુદ્ધિ તું દેજે;
વિપદના એ પ્રસંગોમાં. પ્રભુ અમ સાથમાં રહેજે.
મન કાયા વચનથી હું, ચહું સેવા સદા તારી;
પળે પળ આ પ્રભુ તારી, મને છે આશ બહુ ભારી.

વકતા.

---

## ૨૧ બાળકની માગણી.

---

( અમ્મા મને અચ્છી શી ટોપી. )

મા મને ખાદીની ટોપી અપાવો,
ખાદીની ટોપી અપાવો. મા—મને.
ખાદીનું પહેરણ, ખાદીની પોતલી,
ખાદીની કંથા પહેરાવો. મા—મને.
ખાદીનું દફ્તર ખાદીના જોડા,
ખાદીથી સુંદર બનાવો. મા—મને.
( હાં—બાપુ—હાં. ) મા—મને.
બાપુ ગાંધીજીની દેશી નિશાળમાં,
સ્વદેશી ભણતર ભણાવો. મા—મને.
પ્રીતે પ્રભુજીનાં ભજનો ગાતાં,
રેંટીઓ રૂડા કંતાવો. મા—મને.
( હાં—ભાઈ—હાં. ) મા—મને.
સ્વરાજ્ય લઇશું સુતરના તાંતણે,
ખાદીનો મહીમા ગવાયો. મા—મને.
( હાં—બેટા—હાં. ) મા—મને.

હવે.

---

## ૨૨ લગ્ન ગીત.

---

( ગણુપત લાગું પાયરે. )

ગાંધીજી ઉપદેશ આપતારે, ખાદીના પટકુળ પહેરી,
સૈયરો લગ્ન મંડપ શોભાવીએરે.
મંગળ દીન, મંગળ ઘડીરે મંગળ ગીત ગવાય,
સૈયરો લગ્ન મંડપ.
વિ'વાના મંગળ જ્યાં વર્તેરે દેવોના દર્શન થાય,
સૈયરો લગ્ન મંડપ.
વાજાં વાગે ને નોબત ગરગડરે બ્રાહ્મણો ભણુતા પાઠ,
સૈયરો લગ્ન મંડપ.
અવસર આવો નહિ મળેરે, વર કન્યા એ ચતુર,
સૈયરો લગ્ન મંડપ.
અહિંસાવ્રત આદરોરે, ગજવો દુષ્ટથી અસહકાર,
સૈયરો લગ્ન મંડપ.
દેવ જગતનો છે જેલમાંરે, એના બોધને કેમ વિસરીએ.
સૈયરો લગ્ન મંડપ.
બાપુ ગાંધીજીના પુણ્યથીરે, એ જોડું સુખીઉ થાશે,
સૈયરો લગ્ન મંડપ શોભાવીએરે.

વકતા.

---

# ૨૩ રંગીલો રેંટીઓ.

રૂડો રંગીલો મારો રેંટીયોરે બેન,
જાણે નાની શી નાજુક મીલ જો;
ગાતી પ્રભુજીનાં પારણાંરે બેન,
કાંતુ પરોઢી દીસ જો. રૂડો રંગીલો.
બાઇરે સુતારીએ ઘડી દીધોરે બેન,
એનો એ મોટો ઉપકારજો:
જુવાનીને એ જાળવેરે બેન,
વૃદ્ધાવસ્થાનો આધાર જો. રૂડો રંગીલો.
કાંતુ ઝીણું ને ભરૂં કોકડાંરે બેન,
થાયે સફળ નવરાશ જો;
દેવે દીધોરે દિ કાડણોરે બેન,
આવે હૈયામાં હાંસ જો. રૂડો રંગીલો.
રંકને આપે રોટલોરે બેન,
ઢાંકે ઉઘાડાં અંગજો;
શ્રીમંતને પરમાર્થ શીખવેરે બેન,
વળી વધારે ઉમંગ જો. રૂડો રંગીલો.
આંખને એ અતિ કેળવેરે બેન,
હાથ બને હુંશીયાર જો;
વિધવાને એ ધન વીરડોરે બેન,
સધવાને સ્વર્ગ નીસારજો. રૂડો રંગીલો.

બુદ્ધિને બહુ ઝીણી કરેરે બેન,
શમ દમ શીખવનાર જો;
એવો મધુર સૂર ઉચ્ચરેરે બેન,
જાણે જગપતિનો જયકારજો. રૂડો રંગીલો.
જેની દીવેટ દેવ દીવડેરે બેન,
એના કરી પટકુળ જો;
પ્હેલાં પ્હેરાવું મારા દેવનેરે બેન,
વરસાવે આશીષ ફૂલ જો. રૂડો રંગીલો
ઇશ્વરી અમારા રેંટીયારે બેન,
મંડાવજો ઘેર ઘેર જો;
મોહન મનથી નહિ મૂકેરે બેન,
નાગા ઉઘાડાની મ્હેર જો. રૂડો રંગીલો.

હંસ.



## ૨૪ નિત્ય નિત્ય નમીએરે.

( આ પાવાગઢથી ઉતર્યાં. )

સખી ગુણીયલ ગુર્જર માત,
નિત્ય નિત્ય નમીએરે.
થઇ અમે ઘણા રળીઆત એને રમીએરે,
જ્યાં નાનાં મોટાં રાષ્ટ્ર નિત્ય નિત્ય નમીએરે.
ઓખા મંડળ સોરાષ્ટ્ર એને રમીએરે.
ત્યાં ગીરીવર એ ગીરનાર,
નિત્ય નિત્ય નમીએરે.
શેત્રુંજે જય જયકાર એને રમીએરે,
જોઇ દ્વારીકા પાટણપૂર,
નિત્ય નિત્ય નમીએરે.
વળી રૂદ્રમાળ સિદ્ધપુર એને રમીએરે.
રૂડું રાજનગરનું શહેર,
નિત્ય નિત્ય નમીએરે.
જ્યાં ગાંધીજીની મહેર એને રમીએરે,
અદ્ભુત છે બહાદુર લોક,
નિત્ય નિત્ય નમીએરે.

એ ચરોતરને ચોક એનો રમીએરે,
સુરતના ગુણીજન યાદ,
નિત્ય નિત્ય નમીએરે.
સાક્ષર ભૂમી નડીઆદ એનો રમીએરે,
રૂડી પાવાગઢની સહેલ,
નિત્ય નિત્ય નમીએરે.
જ્યાં મહાકાળીના મહેલ એનો રમીએરે,
નદી સાબરમતીને તીર,
નિત્ય નિત્ય નમીએરે.
ત્યાં દેશ ગજવતો વીર એનો રમીએરે,
મહાત્માજીનો એ બોલ,
નિત્ય નિત્ય નમીએરે.
ખાદી પહેરો દઈ ઢોલ એનો રમીએરે.

વકતા.



## ૨૫ મહાત્માનો વિયોગ.

### રાગ મલ્હાવરાવના ગરબાનો,

છોડી આશ્રમ બાપુ ચાલીયારે,
સંદેશો દેતા જાઓરે ગાંધીજી,
હિન્દના હીરા વિયોગ સાલશેરે,
સંદેશો પ્યારા સાંભળોરે,
ફરતી વિદેશીની જાળરે ભારતવાસી,
રેંટીયો વિયોગ વિસરાવશેરે.
પીતળ લોટા જળે ભર્યારે,
દાતણ કરતા જાઓરે ગાંધીજી;
દાતણ કરશું વાટમાંરે,
ફરતી વિદેશીની જાળરે ભારતવાસી.
સુંદર પ્યાલા તેલે ભર્યારે,
મરદન કરતા જાઓરે ગાંધીજી;
મરદન મુકયાં વેગળાંરે;
ફરતી વિદેશીની જાળરે ભારતવાસી.
તાંબા કુંડીયો જળે ભરીરે,
નાવણ કરતા જાઓરે ગાંધીજી;
નાવણ કરશું ટ્રેનમાંરે,
ફરતી વિદેશીની જાળરે ભારતવાસી.
રાંધી રસોઇઓ એમ રહીરે,
ભોજન કરતા જાઓરે ગાંધીજી,
ભોજન કરશું જેલમાંરે,
ફરતી વિદેશીની જાળરે ભારતવાસી.

પાન સોપારી એલચીરે,
મુખવાસ કરતા જાઓરે ગાંધીજી;
મુખવાસ મુબારક શોખીનનેરે,
ફરતી વિદેશીની જાળરે ભારતવાસી.
સુંદર પથારીઓ પાથરીરે,
આરામ લેતા જાઓરે ગાંધીજી;
આરામ લેઇશું આત્મમાંરે,
ફરતી વિદેશીની જાળરે ભારતવાસી.
નવજીવન બાલ બોલાવતુરે,
બાપુજી લખતા જાઓરે ગાંધીજી;
થોડું લખ્યું ઘણું કરી માનજોરે,
ફરતી વિદેશીની જાળરે ભારતવાસી,
કયાંથી આવ્યા વિદેશીઓરે,
કીધો પરતંત્ર આખો દેશરે ગાંધીજી;
ભુખ્યાં રડે ભારત બાલુડાંરે,
નગ્ન દેખાય પોતો દેશરે ગાંધીજી.
શહેર છોડી સુબા નિસર્યારે,
લીધી જેલોની વાટરે ગાંધીજી;
મોહમદ શૌકતને લાલા ગયારે,
વ્હાલી કીધી છે એ વાટરે ગાંધીજી,
સ્વતંત્ર કરવી હોય માતનેરે,
વ્હાલી કરજો એ વાટરે ગાંધીજી.
હાથ જોડી ગીરધર વિનંતી કરેરે,
ઉઠો સિંહોના બાળરે ભારતવાસી.

# ખાદી દેશની આબાદી.

બજાવી મોહને બંસી ભણાવ્યો પાઠ ખાદીનો,
સુતેલું હિન્દ જગાડીને, સુણાવ્યો મંત્ર ખાદીનો. ૧
નીહાળી માલ પરદેશી, બન્યો તો દેશ દીવાનો;
કરી જાદુ એ ગાંધીએ, કર્યો ગુલતાન ખાદીમાં. ૨
ફસાઇ મોહના ફાંસે, બધો આ દેશ ચુસાયે;
દયા એ મોહને લાવી બતાવ્યો માર્ગ ખાદીનો. ૩
જુવો સ્વરાજ્ય ખેંચાતુ સુતરના તાંતણે આવે;
સુધરવા હિન્દનું ભાવી, સ્વીકારો વસ્ત્ર ખાદીનાં. ૪
ગઇ ફેશન ભુલી જાવો, ખીલવવા દેશની સિદ્ધિ:
સપુત સંતાન ભારતના, કરો ઉદ્ધાર ખાદીનો. ૫
થતો બરબાદ ના પૈસો, બધો આ દેશમાં રહેતો;
હજારો રંક કુટુંબો, કરે એશાન ખાદીનો. ૬
રીસાઇ ગઇ બધી લક્ષ્મી, કુસંપી હિન્દ જાણીને;
મનાવા લક્ષ્મી દેવીને, ધર્યો પોશાક ખાદીનો. ૭
ઘણો રૂડો ઘણો સાધો, ટકાઉને ઘણો સાદો;
વહાલા હિન્દને સારૂ, ભલો પોશાક ખાદીનો.
વિદેશી માલ પહેરીને, કરેલાં પાપ ધોવાને:
હવે પસ્તાયલા હિન્દે, સ્વીકાર્યો વેશ ખાદીનો. ૯
હશે જ્યાં પૂજ્ય એ ખાદી, થશે ત્યાં પુર્ણ આબાદી:
ભલું જો દેશનું ચાહો, સ્વીકારો વેષ ખાદીનો.

## ૨૭ રાવણને મંદોદરીનો સંવાદ.

---

સતિ શિરોમણી, સુણ મંદોદરી,
હરિ ભજું એવો નથી હું મૂરખો.
રામ રટું એવો નથી હું મૂરખો.
મુજ ધડપર મસ્તક દશ ગર્જે,
નિત્ય મુકુટ મણિ શંકર સરજે,
જોઈ ધરાયે નહિ ધરણી ધ્રૂજે સતિ શિરોમણી
વિસ વિસ તો મારે ભૂજા છે,
આંગળીઓ પણ પૂરી સો છે,
એકેક વીસ હાથી બળ છે. સતિ શિરોમણી.
દેવાદિ નિત્ય નમે ચરણે,
ઇંદ્રાદિક પણ આવ્યો શરણે,
મહાકામ કીધાં જો કુંભકર્ણે. સતિ શિરોમણી.
દિગપાળ દશે જે કહેવાતા,
શશિ, સુર્ય અને ગ્રહ નવ ગણતાં,
મુજ નામ સુણી સૌ થરથરતા. સતિ શિરોમણી.
ભુજા ભાગી ભડકા થાશે,
દશ મસ્તક રણમાં રોળાશે,
મૂર્ખાનું ઉપદ નવ જાશે. સતિ શિરોમણી.

સોનાની લંકા ધુળ થાશે,
સૌ કુટુંબ કબીલો પણ મરશે,
અભિમાની રામને નહિ નમશે. સતિ શિરોમણી.
આ યુગમાં પણ એવુંજ દિસે,
ગુરૂ ગાંધીજીના લડત વિષે,
પ્રભુ સત્યનો આખર વિજય થશે. સતિ શિરોમણી.
વકતા.



## ૨૮. જેલમાં જવાની હોંશ.

---

સ્વામી સુણોને મારી વિનતી રે લોલ,
જેલ જવાની મને હોંશ જો.—સ્વામી.
પ્રેમે પધારો તમે જેલમાંરે લોલ,
સાથે લેતા મને જાઓ જો.—સ્વામી.
સીતાજી રામની સાથમાંરે લોલ,
વેઠયા દુઃખો વનવાસ જો—સ્વામી.
દુઃખો વેઠયા છે આકરા રે લોલ,
દમયંતિએ નળ સાથ જો—સ્વામી.
અંધારી ઓરડીમાં પુરશે રે લોલ,
તોપણ ડરીશ નહિ લેશ જો—સ્વામી.

ઘેબર સમ મને ભાવશે રે લોલ,
જેલમાં રોટલો ને છાશ જો—સ્વામી.
ચક્કીમાં દાણા પીસશું રે લોલ,
ગાશું પ્રભુજીના ગીત જો—સ્વામી.
પ્રાણ જાયે પણ ના ડગું રે લોલ,
સાચવીશ શિયળ રત્ન જો—સ્વામી.
જાવા દઉં કેમ એકલા રે લોલ,
અર્ધાંગના લ્યો સાથ જો—સ્વામી.
એકલડી ઝુરી મરૂં રે લોલ,
જેલમાં ભજું પ્રભુ નામ જો—સ્વામી.
સુખ દુઃખમાં ભાગ માહરો રે લોલ,
પુરો સ્વામી મારા કોડ જો—સ્વામી.



## ૨૯ ગરબો.

ઓધવજી સંદેશો કહેજો શ્યામને.

સરકારે પૂર્યા ગાંધીજી જેલમાં,
જે સાંભળતાં દિલ સૌના ચીરાયજો:
છાતી ફાટે હૃદય મુંઝાયે હિંદનું.
હિંદ તણા શિરતાજ ગયા છે જેલ જો—સરકારે.
દુશ્મનની પણ આંતરડી દુભાય છે.
દુઃખ પામે છે દેખી આ અન્યાય જો;
આ સરકારે ઘોર જુલમ કીધા ઘણા,
પણ ગાંધીને જકડી વાળ્યો દાટ જો—સરકારે.
દુશ્મનનું પણ દિલચાં સારૂં ચિંતવે,
દુશ્મનની સેવા કરવા તૈયાર જો;
પ્રેમતણા મંત્રોથી સૌને જીતીયાં,
એવા ગાંધી આજ પૂરાયા જેલ જો,—સરકારે.
આંખો ખોલો, ઉંઘ ઉડાડો બ્હેનીઓ,
ગાંધીજીની આજ્ઞા પાળો આપજો;
ગાંધીજી વ્હાલા જો તમને હોય તો,
પરદેશી કાપડની છોડો પ્રીત જો—સરકારે.
એક વચન ગાંધીનું કોટી રત્નનું,
પરદેશી વસ્ત્રોની ફુટી બદામજો;
કહો તમે એમાંથી સાચવશો કયું ?
ગાંધી આજ્ઞા કે પરદેશી વસ્ત્ર જો—સરકારે.

ગાંધીજીએ જ્ઞાન તમોને આપીયું,
તમકાજે વેઠ્યાં દુઃખ પારાવારજો;
તમકાજે વળી આજ ગયા છે જેલમાં,
ગાંધી આજ્ઞા પાળો વ્હાલી બ્હેન જો—સરકારે.
પરદેશી વસ્ત્રો લક્ષ્મી લુંટી ગયાં,
ભાઇ ભાંડુ લાખોના લીધા પ્રાણજો;
નાણાં દાણા ખૂટયા એના સંગથી,
પરદેશી પ્હેર્યાંમાં પૂરી હાણ જો—સરકારે.
અરે દયાળુ બ્હેનો આ શી કઠોરતા,
નિર્દયતા તમને શોભે નહીં બ્હેનજો;
આંસુ સારો હૈયું ખોલો આપનું,
સમજીને ખાદી પહેરો ભલી ભાત જો—સરકારે.
પત્થર પણ પીગળે છે ગાંધી પ્રેમથી,
પત્થરથી પણ આપ થશો શું ભેદ જો;
ધર્મ તમારો સમજી ખાદી પહેરજો,
પરદેશી વસ્ત્રોને બાળો આજ જો—સરકારે.
જે બ્હેનો પરદેશી વસ્ત્રો પ્હેરશે,
દેશ તણી દુશ્મન કહેવાશે તેહ જો:
દુઃખ પામી બીજાને પણ દુઃખ આપશે,
જીવતર એનું જાશે કેવળ ફોક જો—સરકારે.
સમજો બ્હેનો, સમજો સાચી વાત આ,
તમને કહું છું સાચો ખાદી ધર્મ જો;
ખાદી પ્હેરી દેશ તણી સેવા કરો,
માનો બ્હેનો મારી શીખ જો—સરકારે.

## ૩૦ ગાંધીજીનો રાસડો.

---

### રામ ચંદનવાડીમાં ઉતર્યા રે.

એનું સુકું શરીર જાણે લાકડીરે, માંહે જોરાવર છે જીવ;
એવાં ગાંધી ગુજરાતે ઉતર્યારે.
એતો જાણે પોચા પોચા વાણીયારે,
માથે લીધું ભડવીરનું કામ એવા૦
પ્હેલા ઝુઝાયા આફ્રીકા દેશમાં,
હિન્દીને અપાવ્યું માન એવા૦
મોટા બૅરીસ્ટર એ બોલવેરે,
એનું નામ મુલકે મશહુર એવા૦
એ સામા થયા સરકારનીરે,
એણે જોયા તુરંગ દરબાર એવા૦
ત્યાંથી આવ્યા સ્વદેશ ઘેર લાવવારે,
નાખ્યો ગુજરાતે મુકામ એવા૦
જોયો દેશ બધો ગુલામનેરે,
એને લાગી ગયું દિલમાંય. એવા૦
એણે લીધી પ્રતિજ્ઞા આકરીરે,
સુધારૂં કે ટાળું સરકાર એવા૦

એણે ઘેરઘેર રેંટીયા મોકલ્યા;
લેવા સુતરને તાંતણે સ્વરાજ્ય એવા૦

ખાનદાની ખાદીમાં છે ભરીરે,
પોતે પ્હેરી કર્યું પુરવાર એવા૦

એણે કીધા ઠરાવ કોંગ્રેસમાંરે,
લેવા શાન્તિમય માર્ગે સ્વરાજ એવા૦

એણે સાચી તપાસી નાડ દેશનીરે,
આપ્યું ઓસડ એક અસહકાર એવા૦

એણે દેઢ ભંગીને હૈયે ચાંપીયારે,
ટાળ્યું હિન્દુ મુસલમાનવેર એવા૦

એણે સત્યો સનાતન પાઠવ્યાંરે,
સ્વાવલંબે વિજય ખરો થાય એવા૦

એણે છોડી લડાઇ બધી દેહનીરે,
આત્માથી જગત જીતાય એવા૦

એણે દમ્યા અસુર બધા દીલનારે,
સાંધી સાચો આતમ સહકાર એવા૦

એણે સાદાઈ શીખવી દેશનેરે,
આ દારૂ કરવાને દુર એવા૦

માથે ધોળી ટોપીને ધોળા કુડતારે,
ગણ્યો ભારત સૈનિકનો વેષ એવા૦

એણે યોજ્યો સ્વરાજ કેરો વાવટોરે,
માંહે રંગીયો રૂડો લ્હેરાય એવા૦
એતો જાણે સોનીડો દેશનોરે,
નવજીવન તણો ઘડનાર એવા૦
એનું નામ મોહન કામ એમનું,
ભાવિ ભારતનું રે રચનાર એવા૦
લોક વાટ જુવે છે પ્રભુ આવશેરે,
નવ જાણે આવ્યો આવનાર એવા૦
એતો ભારત ભાસ્કર ઉગીયોરે,
જેને તેજે જગત અંજાય એવા૦
એનો ધન્ય જનમ ધન્ય જીવવુંરે,
માતાએ ઉપાડયો ધન્ય ભાર એવા૦
એનો મોંઘો આદેશ લોક ઝીલતારે,
બોલી ભારતનો જયકાર એવા૦

## ૩૧ ગાંધી મહિમાનો રાસડો.

---

ધન્ય મારી ભારત ભૂમિ રે–એ રાગ.

આર્યનિ ઉદ્ધારવા અવતર્યારે, પોરબંદર ગાંધી મહારાજરે
ધન્ય ધન્ય ગાંધી વીરા રે—
બાલ્યાવસ્થાથી સત્યના રે,
બન્યા સાચા શુરા મહા ભક્ત રે. ધન્ય
ભક્તિ કરી માત તાતની રે,
પરમાર્થ શીખ્યા બધો ટેવ રે. ધન્ય
જ્યારે વિલાયત સંચર્યા રે,
વીર માતાએ બાધા દીધ રે. ધન્ય
પરસ્ત્રીનો સંગ તમે છોડજોરે,
દારૂ માટી કરાવ્યા બંધ રે. ધન્ય
ભણી ગણીને દેશ આવીઆરે,
પછી પહોંચ્યા આફ્રીકા દેશરે, ધન્ય
દેશી ભાઇઓના દેખી દુઃખડારે,
ઝંપલાવ્યું છોડી ધન માલરે. ધન્ય
બાર બાર વર્ષ દુઃખ વેઠીયા રે,
જેલયાત્રા કરી બહુ વાર રે, ધન્ય
પત્થર ફોડેયા નિજ હાથથી રે,
પાયખાના કર્યા વળી સાફ રે. ધન્ય

જીવલેણ હુમલો વેઠી લીધો રે,
અણસમજુ પઠાણનો ઘાત રે ધન્ય
હિંદુ મુસ્લીમનું ઐક્ય સાધીયું રે,
ક્ષમા આપી પઠાણને સાવ રે. ધન્ય
પત્થર જેવાને કર્યા હીરલા રે,
નબળા ને બનાવ્યા વીર રે. ધન્ય
ડંકો વગાડયો જગતમાં રે,
જીત પામ્યા સત્યાગ્રહી વાર રે. ધન્ય
ભરતી કરી ગુજરાતમાં રે,
દેવા બ્રીટીશ રાજને સહાય રે. ધન્ય
સત્યાગ્રહી ધ્વજ રોપીયો રે,
કેળવ્યા છે ખેડાના લોક રે. ધન્ય
કાપ્યા મજુરના દુઃખડા રે,
ચંપારણમાં ફરી દિન રાત રે. ધન્ય
શ્રદ્ધા હતી સરકારમાં રે,
જાણે મળશે હિંદીને ન્યાય રે. ધન્ય
હિંદી પ્રજામત કોરે મુકી રે,
કર્યો રોલેટ એક્ટ પસાર રે. ધન્ય
ચેત્યા ગાંધીજી આ સમે રે,
શરૂ કીધો મોટો ઝુંબેશ રે. ધન્ય
પકડયા પંજાબમા પેસતા રે,
વીર ગાંધીને પલવલ ગામ રે. ધન્ય

સંયમ પ્રજામાં ન્હોતો પુગે રે,
તેથી હુલ્લડ થયા ઠામ ઠામ રે. ધન્ય
દાબી દેવા બળ જોરથી રે,
ડાયરે તો ચલાવી તોપ રે. ધન્ય
જલીયાનાનવાલા બાગની રે,
કથા સાંભળતા જવાળા થય રે. ધન્ય
પંજાબ જુલમની સાથે ભળ્યા રે,
ખિલાફતનો મહા અન્યાય રે. ધન્ય
હિંદુ મુસ્લીમ ભાઇબંધો થયારે,
કર્યો બ્રિટન સાથે અસહકારરે ધન્ય
દહાડે દહાડે જોર જામી ગયું રે,
આત્મશુદ્ધિના યુદ્ધનું હિંદરે. ધન્ય
લાલાજી, દાસ, નહેરૂજી રે,
દેશપાંડે પટેલ ભડવીર રે, ધન્ય
મહમદ શૌકત અને કીચલુ રે,
મહા જોદ્ધા જોડાયા સાથ રે. ધન્ય
શાંતિનો મંત્ર બધે પાઠવ્યો રે,
રેંટીયાનો કર્યો રણકાર રે. ધન્ય
પરદેશી વસ્ત્રના મોહથી રે.
છોડાવી પ્રજા ભલી ભાત રે. ધન્ય
અત્યજનું દુઃખ મહા કાપીયું રે,
જાણે જાગ્યા મહેતા નરસીંહરે ધન્ય

રાષ્ટ્રીય જ્ઞાન રૂડું આપવારે,
સ્થાપી ગુજરાત વિદ્યાપીઠરે. ધન્ય
આવ્યા શાહજાદા હિંદમાં રે,
બની નોકરશાહીના દાસ રે. ધન્ય
શાંતિનો મંત્ર પ્રજા ભુલી ગઈરે,
જ્યારે મુંબઇ પડી હડતાળરે. ધન્ય
જાગ્યું તોફાન મારામારી વધી રે,
વીર ગાંધીની છાતી ચીરાયરે. ધન્ય
દેવી સરોજની સાથમાં રે,
કર્યાં આગેવાનો શાંતિ કાજ રે. ધન્ય
પૂરૂં પ્રાયશ્ચિત માથે લીધું ને,
કરે ગાંધીજી ચાર ઉપવાસ રે. ધન્ય
ચૌરી ચોરાએ ડાટ વાળીયો રે,
પ્રજા બની પાગલ હેવાન રે. ધન્ય
યુદ્ધનો માંડવો રોપ્યો હતો રે,
બારડોલી ગાંધી સરદાર રે. ધન્ય
ચૌરી ચોરાના મહા પાપથીરે,
બારડોલી લડત કરી બંધરે. ધન્ય
ફરી પ્રાયશ્ચિત આદર્યું રે,
કર્યાં પૂરા તે પાંચ ઉપવાસ રે. ધન્ય
શાંતિ પેગામ બધે મોકલ્યા રે,
ફરી સ્થાપ્યું શાન્તિનું રાજ્ય રે. ધન્ય

જોદ્ધા પુર્યા છે બધા જેલમાં રે,
સરકારે દેખાડયું જોર રે. ધન્ય.
ગાંધીજી એકલા છુટા હતા રે,
એને આપી છ વરસની જેલ રે. ધન્ય.
હોંશે ગયા છે ગાંધી જેલમાં રે,
પુણ્યવંતી ભારત ભૂમિ કાજ રે. ધન્ય.
હિંદી સંતાન હવે જાગજો રે,
ખરૂં ટાણું આવ્યું છે આજ રે. ધન્ય.
પરદેશી વસ્ત્રને છોડજો રે,
ધરો ખાદીના સાદા વસ્ત્ર રે ધન્ય.
પ્રીતથી ફેરવો રેંટીયો રે,
શાણી બ્હેનો તમારો ધર્મ રે. ધન્ય.
કોટિ કોટિ હોજો વંદના રે,
પૂજ્ય ગાંધી અમારા છત્ર રે. ધન્ય.
માથે ચડાવશું ગાંધી આજ્ઞા રે,
લેવા સાચું ને શુદ્ધ સ્વરાજ રે. ધન્ય.



## ૩૨ ગાંધીજી.

---

(રાગ–મલ્હારરાવ શહેરનો સુબો ક્યારે આવશે રે.)

ગુણિયલ ગરવા ગાંધીજી પાછા પધારજો રે —ટેક.

શિયાળુ શાંતિ વાઇ રહી રે,
વીત્યા ઉનાળુ વાત રે. ગુણિયલ.
શાંતિ સુલેહમંડળ સુધ રહ્યાં રે,
વાતાવરણ કર્યું શાંત રે. ગુણિયલ.
શાંત ચોટાં શાંત શેરીઓ રે,
શાંત છે એટી બજાર રે. ગુણિયલ.
દેશદ્રોહી શાંત દુશ્મનો રે,
શાંત છાની સરકાર રે. ગુણિયલ.
શાંત ઓગ્યા શાંત બ્યુગનો રે,
શાંત બલુનો અલોપ રે. ગુણિયલ.
શાંત બંદુક શાંત રાઇફલો રે,
શાંત મશીનગન તોપ રે. ગુણિયલ.
શિયાળુ પાક પાકી રહ્યા રે,
શાંત વ્યાપી ઘેરઘેર રે. ગુણિયલ.
ગામ પાક્યાં પાક્યાં ગોદરાં રે,
પાક્યાં છોટા મોટાં શહેર રે. ગુણિયલ.

ખાદીની ગાદી ગજાવતાં રે,
જેલ ગણી તમે મ્હેલ રે. ગુણિયલ.
તોડાયા છે ડરથર દેશના રે,
ધીંગી જાડી ભરી જેલ રે. ગુણિયલ.
જાગ્યા દેશી પરદેશીઓ રે,
જાગી પ્રજા બેફામ રે. ગુણિયલ.
આઠેને પહોરે ઉજાગરા રે,
હિંદને નિંદ હરામ રે. ગુણિયલ.
મદપદ તૂટયે મદાંધના રે,
તૂટયે જાલીમનાં જોર રે. ગુણિયલ.
મોહ તૂટયેથી મોહાંધના રે,
તૂટયે ગુમાખીના તોર રે. ગુણિયલ.
વૃક્ષો ઉંડાં અસહકારનાં રે,
માળી વિના મ્હોર્યા આજ રે. ગુણિયલ.
આપે ચાલ્યાં આવે આંગણે રે,
સામે આ પગલે સ્વરાજ રે ગુણિયલ.

વિહારી.



# ૩૩ વિલંબ કરશો ક્યાં સુધી ?

( લગ્ન ગીત. )

પાલવ બ્હેનોનો પકડી કસ્તુરબા કહે,
આપણા સ્વરાજ્યની કરો વાત;
વિલંબ કરશો ક્યાં સુધી ? ૧
લાલા, દાસ, મહંમદ, શૌકત ભાઇને,
કર્યું અપમાન આપી અન્યાય. વિલંબ ૨
કાપડ વિદેશી દેશે બહુ ફરે,
તજી મોહ થાઓ ખાદીમય. વિલંબ. ૩
ભાઇ બ્હેનો દેશનાં ભૂખે બહુ મરે,
ચલાવો રેંટીઓ કાંતીને જીવન. વિલંબ. ૪
થતી બ્હેનો અનાચારી કેમ મરે,
લેજો રેંટીઓ કાંતીને આશિષ. વિલંબ. ૫
આપી મંત્ર ખાદીનો પાવન કરી,
જેલ સિધાવ્યા ગાંધી મહારાજ. વિલંબ. ૬
ખાદી વડે સ્વરાજ્ય વહેલું આવશે,
માટે પહેરો ખાદી ધરી પ્રીત. વિલંબ ૭
કરે વિનતિ નર્મદ અતિ વહાલથી,
મેળવજો રેંટીઓ કાંતીને સ્વરાજ્ય. વિલંબ. ૮

## ૩૪ મહાત્મા ગાંધીજીને ચરણે.

---

વિશ્વ વિમોહન મોહન! ત્હેં જગમાં બધે,
 સત્યાગ્રહથી અમર કર્યું નિજ નામ જો ! ૧
કર્મયોગની સરસ સમાધિ સાધીને,
 સ્વાર્થ ત્યાગના કર્યા પ્રાણાયામ જો ! ૨

કમર કસી નિજ બાંધવ જન હિત કારણે,
 ગાંધી ! કીધાં અનેક ઉજ્વલ કામ જો ! ૩
કાર્યશક્તિનું મહિમ્ન જગને શીખવી,
 ભર નિદ્રાથી જગવ્યું હિન્દુસ્થાન જો ! ૪

લાડકવાયા જાયા ભારત માતના,
 ગવાય જગજનમુખ આજે તુજ નામજો ! ૫
સાદું જીવન ને મનન ઉંચું રાખી સદા,
 સ્વદેશ માટે સહ્યું અતિ અપમાન જો ! ૬

परोपकाराय सतां विभूतयः તણું,
 પૂર્ણ કરાવ્યું અમને વીરા ! ભાન જો ! ૭
દુનિયાના બેલી ! ઠેલી સઉ સંકટો,
 નિજ કર્તવ્યે રાખી પૂરણ હામ જો ! ૮

રાષ્ટ્રજીવનના પઢાવ્યા મોંઘા પાઠને,
 હિન્દ તણું કીધું વિશ્વે સન્માન જો ! ૯

બાંહ્ય ધરી તેં બાંધવ દીનજનો તણી,
એકલશૂરે દીધું દયાનું દાન જો! ૧૦
મોહન! મોહ ન રાખ્યો તેં નિજ સ્વાર્થમાં,
કૃષ્ણ તણા અવતાર! ત્હનેય પ્રણામ જો! ૧૧
કર્મવીર! તુજ હીર સદા દીપાવજે,
ગાય 'પ્રભાસ્કર' ગુણિયલ તુજ ગુણગાન જો! ૧૨
જનાર્દન પ્રભાસ્કર.

---

## ૩૫ ગાંધીજી ગુણવંતા.

---

[રાગ–સયાજી ગાયકવાડ નસીબના બહુ બળીઆ.)

સખી! ગાંધીજી ગુણવંતા પ્રજાને મનવસીઆ,
જેના તેજે સરકાર ધ્રૂજે ઋષીજી તપ રસીઆ;
જેના વચને રૈયત રીઝે ઋષીજી તપ રસીઆ,
સખી ગાંધીજી.
ગીરમીટનું દુઃખ અતિ થયું સરકારી જુલમ ભારેરે, (૨)
સત્યાગ્રહનો ઝુંડો લઇ વાલો અધિક રંગ રાખે.
ઋષીજી તપ રસીઆ—સખી ગાંધીજી.
બિહારી લોકો રૂદન કરે ગાંધીજી વહારે આવોરે, (૨)
રૂદન સુણીને દોડી ગયા જ્યાં મજૂર વીસ હજાર,
ઋષીજી તપ રસીઆ—સખી ગાંધીજી.

ખેડાનાં ખેતર ઉજડ પડયાં સરકાર દયા નવ લાવેરે,(૨)
ગરીબ જનને સહાય કરી આરંભ્યો સત્યાગ્રહ,
ઋષીજી તપ રસીઆ—સખી ગાંધીજી.

લડાઈમાં સરકાર દુ:ખી થઇ, માણસને પૈસા આપ્યારે(૨)
કાળો કાયદો પાસ કરી શરપાંવ રૂપાળો આપ્યો.
ઋષીજી તપ રસીઆ—સખી ગાંધીજી,

ન્યાયનું નામ નિશાન નહીં, પંજાબે લાજ લુંટાણીરે, ૨)
ભારતનાં દુ:ખે દુ:ખી થયા રડતાંના આંસુ લુછયા.
ઋષીજી તપ રસીઆ—સખી ગાંધીજી.

ખાદીને સૌ જન પહેરજો પરદેશી કાપડ કાઢીરે, (૨)
**શાંતિની** શરતો પાળવા સમજાવ્યો **અસહકાર.**
ઋષીજી તપ રસીઆ—સખી ગાંધીજી.

સ્વરાજ્ય પાયો નાંખવા મહાત્માજી જેલ સિધાવ્યા, (૨)
પ્રભુ ! સત્ય ધર્મનો વિજય કરો ગાંધીજી જુગ જુગ જીવો,
ઋષીજી તપ રસીઆ—સખી ગાંધીજી.

વકતા.



## ૩૬ લોકગીત.

[ રાગ-શહેરનો સુબો કયારે આવશેરે. ]

પાતળ લોટા જળે ભરીરે,
દાતણ કરતેલા જાઓરે ગાંધીજી,
સ્વરાજ્ય લઈ વહેલા આવજોરે.
દાતણ કરશું જેલમાંરે,
ફરતી સિપાઇઓની ફોજરે. ગાંધીજી.
તાંબાકુંડીઓ જળે ભરીરે,
નાવણ કરતેલા જાઓરે. ગાંધીજી
નાવણ કરશું જેલમાંરે,
ફરતી સિપાઇઓની ફોજરે ગાંધીજી.
અત્તર શીશી તેલે ભરીરે,
મર્દન કરતેલા જાઓરે. ગાંધીજી.
મર્દન કરશું જેલમાંરે,
ફરતી સીપાઇઓની ફોજરે. ગાંધીજી.
ભાવે બત્રિશી રસોઈ કરીરે,
ભોજન જમતેલા જાઓરે. ગાંધીજી.
ભોજન જમશું જેલમાંરે,
ફરતી સીપાઇઓની ફોજરે, ગાંધીજી.
પાન સોપારી એલચીરે,
મુખવાસ કરતેલા જાઓરે. ગાંધીજી.
મુખવાસ કરશું જેલમાંરે,
ફરતી સોપાઇઓની ફોજરે. ગાંધીજી.

---

આગળ મલ્હાવરાવ પ્રમાણે ગવાશે.

## ૩૭ હિન્દ જાગૃતિ.
### ( રાગ-હેરી આઇયે સાહેલી. )
### ગરબો.

---

સહુ બેનો આવો, માત ગુણને ગાઓ;
આજ ભેળી મળીને શુભ સ્થાનમાં;
માત ભક્તિ દીપે દેહ દાનમાં,
રૂડી સેવા સ્વીકારી, માત બંધન તજાવા,
જેલ સિધાવ્યા ગાંધી મહારાજ હા...
માત તણા હા ! ભડવીરો, પીંજરમાં સબડાય;
આત્મ વિભુતિ તેજથી, દિવ્ય દેહ સુહાય.
શૌકત, મહમદે માતને દીપાવી. (૨)
ગુલામી જીંદગી ક્ષાર સમી માની (૨)
જેલ મ્હેલ માની, હિંદીઓને જગાડી (૨)
ત્યા...ગી, ત્યા...ગી, ગુલામી બેડી ત્યાગી. સહુ.
સ્વયંનિર્ણય માગી રહ્યાં વિશ્વ વિષે સહુ રાજા,
હિન્દ તણા કર્મે સખી ! રહી એ મોટી આશા.
હિંદ બાળ માત કાજ સેવા સ્વીકારી, (૨)
તન, મન ને ધન તણી આહુતિ આપી, (૨)
વેર, દ્વેષ, ભિન્નતાને પ્રેમવડે કાપી, (૨)
જા...ગી, જા...ગી, હિન્દ પ્રજા જા...ગી. સહુ.

ભીખાભાઈ વ્યાસ.

## ૩૮ ટોળાં ઉતર્યાં.

### ટોપી વાળાનાં ટોળાં ઉતર્યાં—ટેક.

ઉતરીઆં કંઇ આથમણે ઑવારરે,
  પરદેશી ભુખ્યાં ટોપી વાળાનાં ટોળાં ઉતર્યાં.
લીલી વાડીને મીઠી છાંયડી,
  નિરમળાં નદીઓ કેરાં નીરરે. પરદેશી.
આંબે આંબે તે કોયલ લેરતી,
  ઉડંતા કંઇ રૂડા હંસને મોરરે. પરદેશી.
પુરી પનોતી બેઠી દેશની,
  અટારીએ કંઇ ભેરવના ભણકારરે. પરદેશી.
ઘેર ઘેર તે ઘુવડ બોલીયાં,
  રોવા લાગ્યાં કંઇ શ્વાનને શિઆળરે; પરદેશી.
ધરમી રૂવે મેલી ધ્રુસકાં,
  અધર્મીના આનંદનો નહિ પારરે; પરદેશી.
બાળા રાંડે તે બાર વર્ષની,
  માની પહેલાં મરે નાનાં બાળરે; પરદેશી.
ધરણી સુકાઇને થઇ વાંઝણી,
  કારમા બેઠા કળજુગના કાળરે; પરદેશી
સુના ચોરાને સુના ગૌચરા,
  સુના સુના પાણીઆરીના ઘાટરે; પરદેશી.
ભાંગી ભરવાડોની મોરલી,
  કારખાને કઈ કામધેનુ કપાયરે; પરદેશી.

થાપ્યાં થાણાંને કોઠીઓ,
  આદર્યાં કાળા કોપના વેપારરે; પરદેશી.
તુટી શાળોને તુટ્યા રેંટીઆ,
  કારીગરોના કાપી નાંખ્યા હાથરે; પરદેશી.
કજીઆ કરાવી ભાઇભાઇમાં,
  પોતે થઇને બેઠા મોટા ભુપરે; પરદેશી.
આવ્યા ઓઢીને એવી કાંચળી,
  ઓળખાયા નહિ અંતરના ભોરીંગરે; પરદેશી.
કરી કચેરીઓ ઉંચે ડુંગરે,
  વાળવા બેઠા દેશ કેરા દાટરે; પરદેશી.
વાગ્યાં ભુંગળાં ને આવી ગાડીઓ,
  ધુમાડાના ઉડે ગોટા ગોટરે; પરદેશી.
વધ્યા કાયદાને વધી કોરટો,
  વધ્યા કંઇ ગુનાના કરનારરે; પરદેશી.
વકીલો વધ્યાને વધ્યા ડોકટરો,
  વધ્યા કંઈ કજીઆ અને રોગરે; પરદેશી.
એવો વેરો તે નાખ્યો આકરો,
  ખેડુતોને ખાવા ન મળે ધાનરે; પરદેશી.
ગરવા ગામડાનાં ઝુરે ઝુંપડાં,
  માડી જાયા પરદેશી પળાયરે; પરદેશી.
દાદા બોલ્યા ને લોકે સાંભળ્યું,
  પુરેપુરી આવી નહી શુધરે; પરદેશી.

એવે અવ્યા ગાંધીજી મોખરે,
  જુગ જુગની ઉડાડી ઉંઘરે; પરદેશી.
દેશ તણો એ સાચો દીકરો,
  કર્મવીર કસ્તુરબાના કંથરે; પરદેશી.
જર્મન ગાજ્યાને ગાજી મેદની,
  સરકારની વારે ચઢયા લોકરે; પરદેશી.
નાણાંવાળાએ નાણાં ધીરીઆં,
  શુરવીરે રેડયાં કંઈ લોહીરે; પરદેશી.
એવે આવ્યો રે કાળો કાયદો,
  ચમકી ઉઠી રૈયત ચોપાસરે; પરદેશી.
સાચુ કહેતાં સાચુ બોલતાં,
  ગાંધીજીએ શીખવ્યું ગામેગામરે; પરદેશી.
એક દીવસ બધે પાળીઓ,
  હાટડે હાટડે પાડી દીધા હડતાળરે; પરદેશી.
રૂઠી સરકાર રાંક લોક પર,
  તુટી પડી જાણે વરૂ વાઘરે; પરદેશી.
ઠામે ઠામે જંજીરો ગોઠવી,
  ઠામે ઠામ ઉડાડયાં બલુનરે; પરદેશી.
એવો જુલમ એણે આદર્યો,
  કહાણી કહેતાં કાળજુ કટકા થાયરે; પરદેશી.
તુર્કી માટેનું વચન તોડીયું,
  સળગી ઉઠયા સાચા મુસલમાનરે; પરદેશી.
ગાંધીજીનેરે કહેણુ મોકલ્યાં,
  ત્યાંથી માને માઠા બેઠા દીનરે; પરદેશી.

ગાંધીજીએ પણ આદર્યાં,
  ટાળશું અથવા વાળશું આ સરકારરે; પરદેશી.
ગાંધીજીએ લીધા હાથમાં,
  માડી ભયા હિન્દુ મુસલમાનરે; પરદેશી.
મહેલ માનીને જજો જેલમાં,
  છાતી ઉપર ઝીલજો બંદુકરે; પરદેશી.
માતા જેવું હૈયું રાખજો,
  દિલમાંહી રાખજો નહિં ડંખરે; પરદેશી.
શાળા છોડોરે તમે બાળકો,
  એ છે મોટું ગુલામીનું ઘરરે; પરદેશી.
વકીલો તમે વકીલાત છોડજો,
  તમારા પરે એ રાજના થંભરે; પરદેશી.
એની સભા મહી જાગો નહી,
  એ સ્મશાને લીધા મોટા ભોગરે; પરદેશી.
ગાંધીજીને પુર્યા જેલમાં,
  સરકારને લાગી ઉરે લ્હાયરે; પરદેશી.
પાયા ડગમગીઆ એના રાજના,
  ડોલતાં એનાં, સીંહાસન દેખાયરે; પરદેશી.
કાંતો હારશે દેશના હાથથી,
  અથવા મરશે માંહે માંહે કપાઇરે; પરદેશી.

કવિ હુંસરાજ.

## ૩૯ બ્હેન ! રમવાને આવો.

---

( મારી લૂમે ને ઝૂમેઃ એ રાહ. )

સરખી સમાણી સખિ સંગે ને રંગે,
ઉર ભરીએ ભલેરા ભાવ;
બ્હેન ! રમવાને આવો.
આનંદ લહરે રમતો ને ગમ્મતો,
કંઇ લઇએ અનેરા લ્હાવ;
બ્હેન ! રમવાને આવો
ચેતન ચાંદની આ ચમકી રહી છે,
તેની લ્હેરમાં લલિત બનો લીન;
બ્હેન ! રમવાને આવો.
મોંઘી ઘડી એક મોઘાય મૂલની,
વિસરો આ વિશ્વકેરાં દુઃખ;
બ્હેન ! રમવાને આવો.
સમીર વહે જગ ઝીલોને ધીરો,
સંગ વહો તમે હાસ્ય ધરી મુખ;
બ્હેન ! રમવાને આવો.
વાડીનાં ફૂલડાં આ કુમળાં મધુરાં,
ખીલી ખીલી વહે સુગંધ;
બ્હેન ! રમવાને આવો.

ત્યમ જીવન સુવાસ કૈં લેજો ને દેજો,
કૈં પુન્યમય પમરે આનંદ;
બ્હેન રમવાને આવો.

ગુંગળાવતાં દળ વાદળ શોકનાં,
રૂંધે પ્રાણ કેરા અંતર પ્રકાશ;
બ્હેન ! રમવાને આવો.

તેને વિદારી કિરણ—આશાનાં ચળકે,
પૂરો તેના ઉરમાં ઉલ્લાસ;
પ્રિયે ! રમવાને આવો.

અંબાલાલ મા. મ્હેતા.

## ૪૦ વીરની વિદાય.

મ્હારા કેસરભીના કન્થ હો !
સિધાવોજી રણવાટ. ટેક.
આભ ધ્રૂજે, ધરણી ધમધમે રાજ !
ઘેરા ઘોરે શંખનાદ;
દુંદુભિ બોલે મહારાજનાં હો !
સામંતના વીરવાદ;
મ્હારા કેસર ભીના કન્થ હો !

આંગણુ રણુથંભ રોપીઓ હો !
કુંજર ડોલે દ્વાર;
બંદી જનોની બિરદાવલી હો !
ગાજે ગઢ મોઝાર;
મ્હારા કેસર ભીના કન્થ હો !

પુરા પડે દેશ ફુલતા હો !
ડગમગતી મ્હોલાત,
કીર્તિ કેરી કારમી રાજ !
એક અખંડિત ભાત:
મ્હારા કેસરભીના કન્થ હો !

નાથ ચ્હડો રણમોડલેરે,
હું ઘેર રહી ગુંથીશ;
બખ્તર વજ્રની સાંકળી હો !
ભર રણમાં પાડવીશ;
મ્હારા કેસરભીના કન્થ હો !

સંગ લેશો તો સાજ સજું હો !
માથે ધરૂં રણમ્હોડ;
ખડ્ગને માંડવ ખેલવાં,
મારે રણલીલાના કોડ:
મ્હારા કેસરભીના કન્થ હો !

આવતાં ઝાલીશ બાણુને હો !
ઝીલે વાળીશ ઘાવ;

ઢાલ ફૂટે મારા ઉરમાં ગજ !
ઝીલીશ દુશ્મન દાવ;
મ્હારા કેસરભીના કન્થ હો !
એક વાટ રણવાસના રે,
બીજી સિંહાસન વાટ;
ત્રીજી વાટ શોણિતની સરિતે,
હો ! શૂરના સ્નાનનો ઘાટ;
મ્હારા કેસરભીના કન્થ હો !
જય કલગીએ વળજો પ્રીતમ !
ભીંજશું ફાગે ચીર;
નહિં તો વીરને આશ્રમ મળશું,
હો ! સુરગંગાને તીર;
મ્હારા કેસરભીના કન્થ હો !
રાજ મુગુટ ! રણ રાજવી ! હો !
રણઘેલા ! રણધીર !
અધીરો ઘોડીલા થનગને નાથ !
વાધો રણે મહાવીર !
મ્હારા કેસરભીના કન્થ હો !

કવિ ન્હાનાલાલ.



## ૪૧ આરતી.



જય જય માતૃભૂમિ, મા જય જય માતૃભૂમિ;
ગુણ તારા નિત્ય ગાઈ, નમીએ ચરણ ચૂમિ.
જય જય માતૃભૂમિ.

તુજ કિરીટ સ્વરૂપ, નંદન વન રાજે—મા નંદન.
ભાલ પ્રદેશે તારા શીખ પ્રજા છાજે,
જય જય માતૃભૂમિ.

ક્ષત્રિય વીરનો વાસ, ઉભરે ઉર ક્ષેત્રે—મા ઉભરે૦
સદૈવ તારે કાજે, પડતા રણક્ષેત્રે.
જય જય માતૃભૂમિ૦

તુજ કેશાવલિ રૂપ, હીમ ગિરિ શોભે—માહિમગિરિ૦
વિશ્વે અતિ વખણાઇ, જગનાં મન લોભે.
જય જય માતૃભૂમિ૦

બંગ અને ગુજરાત, બેલડીએ તપતાં—મા બેલડીએ૦
સાહિત્યે, વિજ્ઞાને, સહુ પહેલાં ધપતાં.
જય જય માતૃભૂમિ.

સિંધ, કચ્છ, સૌરાષ્ટ, સત્વ રૂપ તારાં—મા સત્વ,
ઉદ્યોગે, વ્યાપારે, સૌન્દર્યે સારાં.
જય જય માતૃભૂમિ.

મહારાષ્ટ્ર, મદ્રાસ, દ્વંદ ઉદય ગામી—મા દ્વંદ૦
સબળ, શ્રેષ્ઠ બુદ્ધિયુત, સ્થંભ જોડ જામી.
જય જય માતૃભૂમિ.

હૈયે હાર સ્વરૂપ, ગંગા ને યમુના–મા ગંગા૦
કટી આભૂષણ જેવા, આબુ, વિંધ્ય ભલા.
જય જય માતૃભૂમિ૦
અમાપ અર્ણવ નીર, તુજ ચરણો ધોતા–મા તુજ૦
શુભ શિરછત્ર સ્વરૂપે, ગિરિરાજ઼ે સ્હોતા.
જય જય માતૃભૂમિ.
સુજલાં સુફલાં માત ! સુધર્મની ધાતી–મા સુધર્મ૦
હજી એ તું એની એ, છે જગને ખાત્રી.
જય જય માતૃભૂમિ,
ગ્રહી પ્રતિજ્ઞા આજ, તુજ મુક્તિ માટે–માતુજ,
સ્વરાજ્ય મંત્રો જપશું, સહુ શીરને સાટે.
જય જય માતૃભૂમિ.

**સીતારામ શર્મા.**

---

' સહુ ચલો જીતવા જંગ બ્યુગલો વાગે;
યાહોમ કરીને પડો ફતેહ છે આગે. '

**નર્મદ.**

